પ્રકાશક અને સંપાદક
મનસુખરામ મો. જોબનપુત્રા
શ્રી શારદા મંદિર
કરાચી

મુખ્ય વિક્રેતા
મગનલાલ એન્ડ બ્રધર્સ
બુકસેલર્સ અને સ્ટેશનર્સ
કરાચી



પ્રત ૧૧૦૦

મૂલ્ય ૦-૧૨-૦ આવૃત્તિ ૩ જી

સંવત ૧૯૯૬

— મુદ્રક —
મણિલાલ છગનલાલ શાહ
ધી નવપ્રભાત પ્રિ. પ્રેસ, ઘીકાંટા રોડ, અમદાવાદ

# પહેલી આવૃત્તિની પ્રસ્તાવના

સંગીત એ કેળવણીનું ભારે પ્રાણપોષક અંગ છે. માનવ-જીવનમાં એ કેવડો મોટો ભાગ ભજવે છે એનું વર્ણન અહીં ક્યાં કરવા બેસાય! એના ચમત્કાર સૌ અનુભવે છે. પરમ દેવ સમા પવિત્ર સંતોનાં મુખમાંથી ઝરેલાં કાવ્ય-સંગીતોનાં ઝરણાં હૃદયની કેમેય ન છીપતી તૃષાને તૃપ્ત કરી દે; સૂતેલા, મુડદાલ બનેલા રાષ્ટ્રને એના ભૈરવનાદે જગાડી કાર્યક્ષેત્રમાં ઝંપલાવવા કટિબદ્ધ કરે એવાં ચેતનવંતાં રાષ્ટ્રગીતોનો હિસ્સો ક્યાં યે ચઢી જાય.

નાના બાળકને રોતું રાખનાર, ઝેરી સર્પને ઘડીભર પોતાનો સ્વભાવ ભુલાવી ડોલાવનાર, રોગીનું અમૃત સમું ઔષધ, દુઃખીનાં દુઃખને ઘડીભરને માટે ક્યાં યે દફનાવી દેનાર દેવદૂત, જડતામાં ચેતન રેડનાર, કલ્પનાના ઘોડાને પવનવેગી કરનાર, પતિતના હૃદયમાં ઘટ્ટ બની ગયેલા પાપના જામેલા થરને પિગળાવી, રેલાવી, હૃદયશુદ્ધિ કરાવનાર—એવું શુદ્ધ, પવિત્ર, અને નિયમનવાળું સુંદર સંગીત પ્રત્યેક વિદ્યામંદિરનું પ્રધાન અંગ બની જાઓ.

અમારા સરસ્વતીમંદિરમાં થતી પ્રાર્થનાઓ, ગવાતાં ભજનો, રાષ્ટ્રગીતો, પ્રસંગોપાત લેવાતા રાસ, ઇત્યાદિનાં ગીતો માટે એક સંગ્રહિત પુસ્તક, પાઠ્યપુસ્તક તરીકે પ્રત્યેક વિદ્યાર્થી પાસે હોય તો અમારા એ કાર્યમાં ખૂબ સરલતા થાય એ વિચાર આજ બે વરસ થયાં મનમાં ઘોળાયા કરતો હતો. તેના પરિણામરૂપે આ **પ્રસાદ**.

**પ્રસાદ**માં વિધવિધ વસ્તુઓનું મિશ્રણ થયું છે : મંદિરની પ્રાર્થના માટેના મંત્રો, ભારતસાવિત્રી ભગવદ્ગીતાના અગાધ સાગરમાંથી ભરેલા અમૃતના ઘૂંટડાઓ, ઋષિવર રવીન્દ્રનાથ ઠાકુરના આત્માના ઊંડાણમાંથી અવતરેલા અણમોલ શબ્દધ્વનિઓ, પરમ સંતોની

પતિતપાવની વાણી, રાષ્ટ્રના જાગ્રત પ્રાણમાંથી જન્મેલાં ગર્જન-કાવ્યો; દિલડાંને ડોલાવી હિલોળે ચડાવનાર, સંગીતની મજા સાથે નૃત્યના મિશ્રણે એના અંતર્ગત પ્રાણને પૂર્ણ સ્વરૂપે પ્રકટાવી દેનાર, શ્રીકૃષ્ણચંદ્રની પ્રસાદીનું પદ પામેલ 'રાસ'ની થોડીક રસપ્રસાદી, જગતની વિભૂતિઓનાં મુખોમાંથી ઝરેલાં, મીઠી મનોહારી ફોરમ પ્રસરાવતાં ફૂલડાં, અને અંતમાં પરમ વિરાટ પ્રભુની સમૂહગત પૂજા–વ્યક્તિ અને સમષ્ટિના કલ્યાણ માટે કરવાના રાષ્ટ્રીય યજ્ઞના મંત્રો–**नित्यपूजाविधानम्**.

આમ બહુવિધ બનેલ **પ્રસાદ** સૌને રુચિકર, શ્રેયકર, અને બળપ્રદ બનો.

**મનસુખરામ મો. જોબનપુત્રા**

# ત્રીજી આવૃત્તિનું નિવેદન

ગીતોના ઘણા વધારા અને થોડા ઘટાડા સાથેની આ ત્રીજી આવૃત્તિ છે. જે કવિઓનાં ગીતો આમાં પહેલાં લીધેલાં અને આ આવૃત્તિમાં એ બીજાં નવાં ઉમેરીને લીધાં છે એમનો ફરીથી આભાર માનીએ છીએ. જે બીજાઓનાં ગીતો પણ નવાં લીધાં છે તેમનો પણ હૃદયપૂર્વક આભાર માનીએ છીએ.

આ આવૃત્તિની છપામણી, બંધામણી, કાગળખરીદી, પ્રૂફ-વાચન, ગીતોની ગોઠવણી ઇ. બધી જવાબદારી જેણે પ્રેમભાવે ઉઠાવી લીધી છે તે અમદાવાદના ભારતી સાહિત્ય સંઘનો પણ આભાર માનીએ છીએ.

**કરાચી**
અષાડ સુદ ૨
**સં. ૧૯૯૬**

**સંપાદક**

☆ અનુક્રમ ☆

## વિષયવાર

## કક્કાવાર

### સંતવાણી

## રાષ્ટ્રગીત

<u>રાસ</u>

# बलमुपास्स्व

बलं वाव विज्ञानाद्भूयोऽपि ह शतं विज्ञानवतामेको बलवाना कम्पयते । स यदा बली भवत्यथोत्थाता भवत्युत्तिष्ठन् परिचरिता भवति, परिचरन्नुपसत्ता भवत्युपसीदन्द्रष्टा भवति, श्रोता भवति, मन्ता भवति, बोद्धा भवति, कर्ता भवति, विज्ञाता भवति ।

बलेन पृथिवी तिष्ठति, बलेनान्तरिक्षं, बलेनद्यौर्बलेन पर्वता, बलेन देवमनुष्या, बलेन पशवश्च वयाꣳसि च तृणवनस्पतयः श्वापदान्याकीटपतङ्गपिपीलकं, बलेन लोकस्तिष्ठति । बलमुपास्स्व ।

## બળની ઉપાસના કર

બળ વિજ્ઞાનથી શ્રેષ્ઠ છે, કારણ એક બળવાન માણસ સો વિદ્વાનોને થર્થરાવે છે. મનુષ્ય બળવાન થાય ત્યારે જ ઊઠીને ઊભો થાય છે ( એટલે ગુરુને ઘેર જવા તૈયાર થાય છે. ), ઊઠયા પછી તે ગુરુની સેવા કરે છે, સેવા કર્યાથી તે એની પાસે બેસવાવાળો થાય છે, પાસે બેસવાથી તે દ્રષ્ટા (ગુરુની દૃષ્ટિ સમજવાવાળો ) થાય છે, શ્રવણ કરવાવાળો થાય છે, મનન કરવાવાળો થાય છે, બુદ્ધ થાય છે, કર્તૃત્વવાન થાય છે, વિજ્ઞાની થાય છે.

બળના જોર પર પૃથ્વી ટકી રહી છે, આકાશ ટકયું છે, પર્વત, દેવ, મનુષ્ય, પશુ, પક્ષી, ઘાસ, વનસ્પતિ, નાનકડી કીડી, પતંગ, કીડાથી માંડી સર્વ પશુઓ, સર્વ લોકો બળના આધાર પર ટકયાં છે, માટે તું બળની ઉપાસના કર.

हिरण्मयेन पात्रेण सत्यस्यापिहितं मुखम् ।
तत्त्वं पूषन्नपावृणु सत्यधर्माय दृष्टये ॥ १ ॥

अग्ने नय सुपथा राये अस्मान्
विश्वानि देव वयुनानि विद्वान् ।
युयोध्यस्मज्जुहुराणमेनो
भूयिष्ठां ते नमउक्तिं विधेम ॥ २ ॥

श्रेयश्च प्रेयश्च मनुष्यमेत-
स्तौ संपरीत्य विविनक्ति धीरः ।
श्रेयो हि धीरोऽभिप्रेयसो वृणीते
प्रेयो मन्दो योगक्षेमाद्वृणीते ॥ ३ ॥

सर्वे वेदा यत्पदमामनन्ति
तपांसि सर्वाणि च यद्वदन्ति ।
यदिच्छन्तो ब्रह्मचर्यं चरन्ति
तत्ते पदं संग्रहेण ब्रवीमि ॐ इत्येतत् ॥ ४ ॥

आत्मानं रथिनं विद्धि शरीरं रथमेव तु ।
बुद्धिं तु सारथिं विद्धि मनः प्रग्रहमेव च ॥ ५ ॥
इन्द्रियाणि हयानाहुर्विषयांस्तेषु गोचरान् ।
आत्मेन्द्रियमनोयुक्तं भोक्तेत्याहुर्मनीषिणः ॥ ६ ॥

## મંગલપ્રાર્થના

મન સમાન ચપળ અને પવન સરખો ત્વરિત જેનો વેગ છે, જે જિતેંદ્રિય, બુદ્ધિમાન અને શ્રેષ્ઠ છે, એવા વાનરયૂથના સેનાપતિ, શ્રી રામદૂત પવનસુતને શરણે હું જાઉં છું.

જે મોગરા, ચંદ્ર કે બરફના હાર જેવી ગૌરવર્ણ છે, જેણે શ્વેત વસ્ત્રો પહેરેલાં છે, જેના હાથ વીણાના સુંદર દંડથી સુશોભિત છે, જે સફેદ કમળ ઉપર વિરાજે છે, બ્રહ્મા વિષ્ણુ, મહેશથી માંડીને બધા દેવો જેને હમેશાં સ્તવે છે, તે સમગ્ર અજ્ઞાન અને જડતાનો નાશ કરનાર દેવી સરસ્વતી મારું રક્ષણ કરો.

અમે તારું સ્મરણ કરીએ છીએ અને તને ભજીએ છીએ, જગતના સાક્ષીરૂપ તને અમે નમીએ છીએ. સત્‌સ્વરૂપ એક માત્ર નિધાન, અને કશાનો આધાર ન લેનાર એવા, આ ભવસાગરમાં વહાણરૂપ ઈશ્વરને અમે શરણ જઈએ છીએ.

હે! સર્વશક્તિમાન! તું મારા હૃદયમાં વાસ કરે છે; તારા તેજથી મારી સૂતેલી વાણીને જાગ્રત કરે છે; મારા હાથ, પગ, કાન, ત્વચા વગેરે અન્ય પ્રાણોમાં પ્રાણ રેડે છે; એવા હે ભગવાન, તને મારા હજારો નમસ્કાર હજો.

આપણા બન્નેનો તે સાથે વિકાસ કરો. આપણા બન્નેનું તે સાથે પાલન કરો. આપણે સાથે પુરુષાર્થ કરીએ. આપણું અધ્યયન તેજસ્વી થાઓ. આપણે એકબીજાનો દ્વેષ ન કરીએ.

# भारतसावित्री

मातापितृसहस्राणि पुत्रदारशतानि च ।
संसारेष्वनुभूतानि यांति यास्यंति चापरे ॥

હજારો માતાપિતા અને સેંકડો પુત્રો અને સ્ત્રીઓ સંસારમાં અનુભવાય છે, તે બધાં જાય છે (મરે છે) અને બીજાં (પણ) ઘણાં ય જશે.

हर्षस्थानसहस्राणि भयस्थानशतानि च ।
दिवसे दिवसे मूढमाविशंति न पंडितम् ॥

હજારો હર્ષનાં સ્થાનો અને સેંકડો ભયનાં સ્થાનો હમેશ મૂર્ખને અસર કરે છે, પંડિતને નહિ.

ऊर्ध्वबाहुर्विरौम्येष न च कश्चिच्छृणोति मे ।
धर्मादर्थश्च कामश्च स किमर्थं न सेव्यते ॥

હાથ ઊંચા કરીને આ હું પોકારીને કહું છું કે "ધર્મથી જ અર્થ અને કામની સિદ્ધિ છે. તે (ધર્મ) કેમ કોઇ સેવતું નથી?" (પણ) મને કોઈ સાંભળતું નથી.

न जातु कामान्न भयान्न लोभात्
धर्मं त्यजेज्जीवितस्यापि हेतोः ।
धर्मो नित्यः सुखदुःखे त्वनित्ये,
जीवो नित्यो, हेतुरस्य त्वनित्यः

કામથી, ભયથી કે લોભથી, તેમ જ જીવના કારણે પણ ધર્મ ન તજવો જોઈએ. ધર્મ નિત્ય છે. સુખ અને દુઃખ અનિત્ય છે. જીવ નિત્ય છે; તેનું પ્રયોજન અનિત્ય છે.

૭. જેનો બુદ્ધિરૂપી સારથી (હોશિયાર) અને જેની મનરૂપી લગામ તાબામાં હોય તે (આ સંસારરૂપી) માર્ગની પાર નીકળી જઈને, વિષ્ણુનું શ્રેષ્ઠ પદ પ્રાપ્તિ કરી લે છે.

૮. ઊઠો, જાગો, અને શ્રેષ્ઠ પુરુષો પાસે જઈ જ્ઞાન મેળવી લો. (કારણ કે) ડાહ્યા પુરુષો કહે છે કે અસ્ત્રાની તીક્ષ્ણ ધાર ઉપરથી જવું જેટલું મુશ્કેલ છે તેવું જ આ વિકટ માર્ગે જવું કઠણ છે.

૯. જેમ જગતમાં રહેલો એકજ અગ્નિ (પોતાનું સ્વરૂપ કાયમ રાખી) જુદા જુદા પદાર્થોની જુદાં જુદાં રૂપો ધારણ કરે છે, તે જ પ્રમાણે એક જ સર્વવ્યાપક અંતરાત્મા વસ્તુમાત્ર સંયોગની જુદાં જુદાં રૂપો ધારણ કરીને પાછા (સ્વરૂપ) બહાર (અલિપ્ત) રહે છે.

૧૦. જેમ એકજ વાયુ જગતમાંના વિવિધ પદાર્થો સાથે સંબંધમાં આવવાથી જુદાજુદા આકારોને ધારણ કરે છે, તેમ વિશ્વવ્યાપક એકજ અંતરાત્મા ભિન્ન ભિન્ન રૂપો ધારણ કરતો છતાં (સ્વસ્વરૂપે) બહાર (અલિપ્ત) રહે છે.

૧૧. સર્વ લોકોનાં નેત્રરૂપ સૂર્ય જે પ્રમાણે સામાન્ય નેત્રોના દોષોથી અલિપ્ત રહે છે, તેમજ સર્વથી ન્યારા એવા વિશ્વવ્યાપક અંતરાત્માને લોકોનાં દુઃખનો લેપ લાગતો નથી.

एको वशी सर्वभूतान्तरात्मा
एकं रूपं बहुधा यः करोति ।
तमात्मस्थं येऽनुपश्यन्ति धीरा
स्तेषां सुखं शाश्वतं नेतरेषाम् ॥ १२ ॥

नित्योऽनित्यानां चेतनश्चेतनानां
एको बहूनां यो विदधाति कामान् ।
तमात्मस्थं येऽनुपश्यन्ति धीरा-
स्तेषां शान्तिः शाश्वती नेतरेषाम् ॥ १३ ॥

न तत्र सूर्यो भाति न चन्द्रतारकं
नेमा विद्युतो भान्ति कुतोऽयमग्निः ।
तमेव भान्तमनुभाति सर्वं
तस्य भासा सर्वमिदं विभाति ॥ १४ ॥

तपःश्रद्धे ये ह्युपवसन्त्यरण्ये
शान्ता विद्वांसो भैक्षचर्यां चरन्तः ।
सूर्यद्वारेण ते विरजाः प्रयान्ति
यत्रामृतः स पुरुषो ह्यव्ययात्मा ॥ १५ ॥

૧. સોના જેવા ચકચકિત ઢાંકણથી સત્યનું મુખ ઢંકાઈ ગયું છે. હે પૂષન્! (જગતને પોષણ દેનારા સૂર્ય) સત્યની શોધ કરનારો જે હું, તેને સત્યનું મુખ દેખાય તે માટે તે ઢાંકણું તું દૂર કર.

સર્વ માર્ગોના જ્ઞાનવાળા અગ્નિદેવ, અમને (અમારા) ધ્યેયની (નિશ્ચિત) પ્રાપ્તિ જે રીતે થાય, તેવી રીતને સુંદર માર્ગે તું અમને લઈ જા. અમારાં કુટિલ પાપો સાથે લડ (અને તેને ઠાર કર.) તને અમે પુષ્કળ નમસ્કાર કરીએ છીએ.

૩. શ્રેય (કલ્યાણ) અને પ્રેય (પ્રિય) બન્ને મનુષ્ય આગળ આવીને ઊભાં રહે છે. ડાહ્યો પુરુષ બન્નેની ઘટતી પરીક્ષા કરીને તેની વચ્ચે વિવેક કરે છે. મૂર્ખ મનુષ્ય યોગક્ષેમ (ઐહિક સુખોપભોગ)નું સાધન જાણી પ્રેયને સ્વીકારે છે.

૪. સર્વ વેદો જે પદનું પ્રતિપાદન કરે છે, સર્વ તપો (અંતિમ સાધ્ય તરીકે) જે પદનું વર્ણન કરે છે, જે પદની ઇચ્છાથી (મુમુક્ષુઓ) બ્રહ્મચર્યનું પાલન કરે છે, તે પદ હું તને ટૂંકામાં કહું છું—ૐ એ તે પદ છે.

૫–૬. આત્મા રથમાં બેઠેલો યોદ્ધો છે, શરીર રથ છે, બુદ્ધિ સારથી છે, મન લગામ છે, ઇન્દ્રિયો ઘોડા છે અને (પાંચ) વિષયો ગોચરો છે, એમ તું સમજ. ઇન્દ્રિયો અને મન સાથે જોડાયેલો આત્મા (વિષય) ભોગવનારો છે એમ ડાહ્યા પુરુષો કહેતા આવ્યા છે.

विज्ञानसारथिर्यस्तु मनःप्रग्रहवान्नरः ।
सोऽध्वनः पारमाप्नोति तद्विष्णोः परमं पदम् ॥ ७ ॥

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत
क्षुरस्य धारा निशिता दुरत्यया
दुर्गं पथस्तत्कवयो वदन्ति ॥ ८ ॥

अग्निर्यथैको भुवनं प्रविष्टो
रूपं रूपं प्रतिरूपो बभूव ।
एकस्तथा सर्वभूतान्तरात्मा
रूपं रूपं प्रतिरूपो बहिश्च ॥ ९ ॥

वायुर्यथैको भुवनं प्रविष्टो
रूपं रूपं प्रतिरूपो बभूव ।
एकस्तथा सर्वभूतान्तरात्मा
रूपं रूपं प्रतिरूपो बहिश्च ॥ १० ॥

सूर्यो यथा सर्वलोकस्य चक्षुर्
न लिप्यते चाक्षुषैर्बाह्यदोषैः ।
एकस्तथा सर्वभूतान्तरात्मा
न लिप्यते लोकदुःखेन बाह्यः ॥ ११ ॥



ૐ ભૂ:: ભુવ:: સ્વ: ૐ તે સવિતા દેવનું ઇચ્છવાયોગ્ય કિરણ અમે પૂજીએ છીએ, જે (કિરણ) અમારી બુદ્ધિને વિકસાવો.

૧. સવારના પહોરમાં મારા હૃદયમાં સ્ફુરતા આત્મતત્ત્વનું હું સ્મરણ કરું છું: તે સદ્રૂપ, જ્ઞાનરૂપ અને સુખરૂપ છે: પરમહંસોની તે છેલ્લી ગતિ છે; તે ચતુર્થ પદ છે; તે સ્વપ્ન, જાગ્રત અને નિદ્રા ત્રણેને સતત જાણે છે: તે શુદ્ધ બ્રહ્મ છે: અને તે જ હું છું: પંચમહાભૂતથી બનેલો આ દેહ તે હું નથી.

૨. જે મન અને વાણીને અગોચર છે, જેની જ કૃપા વડે ચતુર્વિધ વાણી પ્રવર્તે છે, જેનું વર્ણન વેદો પણ 'તે આ નથી. આ નથી.' એ રીતે જ કરી શક્યા, તે બ્રહ્મને સવારે ઊઠીને હું ભજું છું. ઋષિઓએ તેને દેવોના દેવ, અજન્મા, પતનરહિત અને સૌથી આદિ તરીકે વર્ણવેલું છે.

૩. અંધકારથી પર, સૂર્ય જેવું પૂર્ણ, શાશ્વત આધાર, પુરુષોત્તમ નામથી ઓળખાયેલું, એવા પરમાત્મતત્ત્વને હું સવારે ઊઠીને નમસ્કાર કરું છું. તે અનંત સ્વરૂપની અંદર આ આખું જગત, રજ્જુમાં જેમ સર્પ દેખાય છે તેમ પ્રતીત થાય છે.

ॐ भद्रं कर्णेभिः शृणुयाम देवाः
भद्रं पश्येमाक्षभिर्यजत्राः ।
स्थिरैरङ्गैस्तुष्टुवांसस्तनूभि-
र्व्यशेम देवहितं यदायुः ॥

ॐ हृत्प्रतिष्ठं यदजिरं जविष्ठं
तन्मे मनः शिवसंकल्पमस्तु ॥

ॐ असतो मा सद्गमय ।
तमसो मा ज्योतिर्गमय ।
मृत्योर्माऽमृतं गमय ॥

ॐ विश्वानि देव सवितर्दुरितानि परासुव
यद्भद्रं तन्न आसुव ॥

ॐ अग्ने नय सुपथा रायेऽस्मान्
विश्वानि देव वयुनानि विद्वान् ।
युयोध्यस्मज्जुहुराणमेनो
भूयिष्ठां ते नमउक्तिं विधेम ॥

ॐ

ॐ। भूर्भुवः स्वः। ॐ तत्सवितुर्वरेण्यं भर्गो देवस्य धीमहि।
धियो यो नः प्रचोदयात् ॐ॥

प्रातः स्मरामि हृदि संस्फुरदात्मतत्त्वं
सच्चित्सुखं परमहंसगतिं तुरीयम्।
यत् स्वप्नजागरसुषुप्तमवैति नित्यं
तद् ब्रह्म निष्कलमहं न च भूतसंघः॥१॥

प्रातर्भजामि मनसो वचसामगम्यं
वाचो विभान्ति निखिला यदनुग्रहेण।
यन्नेतिनेतिवचनैर्निगमा अवोचु-
स्तं देवदेवमजमच्युतमाहुरग्र्यम्॥२॥

प्रातर्नमामि तमसः परमर्कवर्णं
पूर्णं सनातनपदं पुरुषोत्तमाख्यम्॥
यस्मिन्निदं जगदशेषमशेषमूर्तौ
रज्ज्वां भुजंगम इव प्रतिभासितं वै॥३॥

હાથ વડે કે પગ વડે, વાણીથી કે શરીરથી, કાનથી કે આંખથી, હું જે કંઈ અપરાધ કરું, તે કર્મથી ઉત્પન્ન થયેલ હોય કે માત્ર માનસિક હોય, અમુક કર્યું તેથી હોય કે અમુક ન કર્યું તે કારણે હોય, હે દયાસાગર કલ્યાણકારી મહાદેવ, તે બધાં માટે મને ક્ષમા કર. તારો જયજયકાર થાઓ.

હું નથી રાજ્યની ઇચ્છા કરતો, કે નથી સ્વર્ગની ઇચ્છા કરતો. અરે! મોક્ષની યે મને ઇચ્છા નથી; દુઃખથી તવાયેલાં પ્રાણીમાત્રની પીડા દૂર થાય, એટલું જ હું ઇચ્છું છું.

પ્રજાનું કલ્યાણ થાઓ, રાજાઓ ન્યાયને રસ્તે પૃથ્વીનું પાલન કરો, હંમેશાં ગાય અને બ્રાહ્મણનું ભલું થાઓ, અને સમસ્ત લોકો સુખી થાઓ.

જગતના કારણરૂપ અને સત્‌સ્વરૂપ, હે પરમેશ્વર, તને નમસ્કાર! સર્વ લોકના આશ્રય એવા ચિત્‌સ્વરૂપ, તને નમસ્કાર! મુક્તિ આપનાર અદ્વૈતતત્ત્વ, તને નમસ્કાર! શાશ્વત અને સર્વવ્યાપી એવા બ્રહ્મને નમસ્કાર.

તું જ એક શરણ લેવા જેવો છે—આશ્રયનું સ્થાન છે. તું જ એક પ્રિયવાલાયક છે—વરવાયક છે. તું જ એક જગતનો પાલનહાર છે અને પોતાના જ પ્રકાશથી પ્રકાશમાન છે. તું જ એક આ સૃષ્ટિનો ઉત્પન્ન કરનાર, પાલન કરનાર અને સંહાર કરનાર છે, અને તું જ એક નિશ્ચલ અને નિર્વિકલ્પ છે.

मनोजवं मारुततुल्यवेगं
जितेन्द्रियं बुद्धिमतां वरिष्ठम् ।
वातात्मजं वानरयूथमुख्यं
श्रीरामदूतं शरणं प्रपद्ये ॥

या कुन्देन्दुतुषारहारधवला या शुभ्रवस्त्रावृता
या वीणावरदण्डमण्डितकरा या श्वेतपद्मासना ।
या ब्रह्माच्युतशंकरप्रभृतिभिर्देवैः सदा वन्दिता
सा मां पातु सरस्वती भगवती निःशेषजाड्यापहा ॥

वयं त्वां स्मरामो वयं त्वां भजामो
वयं त्वां जगत्साक्षिरूपं नमामः ।
सदेकं-निधानं निरालंबमीशम्
भवाम्भोधिपोतं शरण्यं व्रजामः ॥

योऽन्तः प्रविश्य मम वाचमिमां प्रसुप्ताम्
संजीवयत्यखिलशक्तिधरः स्वधाम्ना ।
अन्यांश्च हस्तचरणश्रवणत्वगादीन्
प्राणान्नमो भगवते पुरुषाय तुभ्यम् ॥

ॐ सह नाववतु सह नौ भुनक्तु सह वीर्यं करवावहै ।
तेजस्विनावधीतमस्तु मा विद्विषावहै ॥

ૐ હે દેવો, અમે કાનેથી જે કલ્યાણકારી છે તે (જ) સાંભળીએ. હે યજનીય દેવતાઓ, અમે આંખોથી જે કલ્યાણપ્રદ છે તે (જ) જોઈએ. સ્થિર એવાં અંગોવાળાં શરીરથી પ્રાર્થતાં અમે દેવને અર્પણ કરેલું આયુષ્ય ભોગવીએ.

ૐ હૃદયમાં જેનો વાસ છે. જેને વૃદ્ધાવસ્થા આવતી નથી, જે ભારે વેગવાન છે, એવું મારું મન કલ્યાણકારી સંકલ્પ કરનારું થાઓ.

(હે પ્રભો!) મને અસતમાંથી સતમાં લઈ જા; અંધકારમાંથી પ્રકાશમાં લઈ જા; મૃત્યુમાંથી અમૃતમાં લઈ જા.

ૐ હે જ્યોતિર્મય દેવ! (અમારાં) સર્વ દુરિતો દૂર કર; જે કલ્યાણકારી છે તે અમને આપ.

સર્વ માર્ગોનાં જ્ઞાનવાળા અગ્નિદેવ, અમને (અમારા) ધ્યેયની (નિશ્ચિત) પ્રાપ્તિ જે રીતે થાય, તેવી રીતના સુંદર માર્ગે તું અમને લઈ જા. અમારાં કુટિલ પાપો સાથે લડ (અને તેને ઠાર કર) તને અમે પુષ્કળ નમસ્કાર કરીએ છીએ.

करचरणकृतं वा कायजं कर्मजं वा
श्रवणनयनजं वा मानसं वाऽपराधम् ।
विहितमविहितं वा सर्वमेतत् क्षमस्व
जय जय करुणाब्धे श्रीमहादेव शम्भो ॥

न त्वहं कामये राज्यं न स्वर्गं नापुनर्भवम्
कामये दुःखतप्तानां प्राणिनामार्तिनाशनम् ॥

स्वस्ति प्रजाभ्यः परिपालयन्तां
न्याय्येन मार्गेण महीं महीशाः ।
गोब्राह्मणेभ्यः शुभमस्तु नित्यम्
लोकाः समस्ताः सुखिनो भवन्तु ॥

नमस्ते सते ते जगत्कारणाय
नमस्ते चिते सर्वलोकाश्रयाय ।
नमोऽद्वैततत्त्वाय मुक्तिप्रदाय
नमो ब्रह्मणे व्यापिने शाश्वताय ॥

त्वमेकं शरण्यं त्वमेकं वरेण्यम् ।
त्वमेकं जगत्पालकं स्वप्रकाशम् ।
त्वमेकं जगत्कर्तृपातृप्रहर्तृ
त्वमेकं परं निश्चलं निर्विकल्पम् ॥

૧૨. એક, સર્વ ભૂતોને વ્યાપીને રહેલા (પોતાના) એક જ સ્વરૂપને અનેક પ્રકારે દેખાડનારા (પરમેશ્વર)ને જે ડાહ્યો પુરુષ પોતામાં રહેલો જુએ છે, તેને જ કાયમના સુખની પ્રાપ્તિ થાય છે; બીજાઓને થતી નથી.

૧૩. સર્વ અનિત્ય પદાર્થોમાં રહેલા એક, નિત્ય, સર્વચેતન, પદાર્થોને ચેતના આપવાવાળા, પોતે એક હોઈ અનેકની કામનાઓને તૃપ્ત કરનારા (પરમેશ્વર)ને જે ડાહ્યો પુરુષ પોતામાં રહેલો જુએ છે તેને જ કાયમની શાંતિ મળે છે; બીજાઓને નહિ.

૧૪. ત્યાં સૂર્ય પ્રકાશ પાડી શકતો નથી; ત્યાં ચંદ્ર કે તારાઓનો પ્રકાશ પણ પડી શકતો નથી; ત્યાં વીજળી પણ પ્રકાશ દેવા અસમર્થ છે; ત્યાં અગ્નિ તો કેવી જ રીતે પ્રકાશી શકે? જેના પ્રકાશને લીધે (સૂર્ય, ચંદ્ર તારા, ઇત્યાદિ) સર્વ પ્રકાશમાન થાય છે તેના જ તેજ વડે આ સર્વ સ્પષ્ટપણે પ્રકાશિત થાય છે.

૧૫. જે વિદ્વાન શાંતિપૂર્વક અરણ્યમાં રહી, તપ અને શ્રદ્ધાનું સેવન કરતા રહી, ભિક્ષાવૃત્તિથી (અપરિગ્રહથી) રહે છે તે પાપરહિત થઈ સૂર્યદ્વારેથી, જ્યાં એ પ્રસિદ્ધ અવિકારી અને અવિનાશી પુરુષ છે, તે સ્થાને જાય છે.

परीक्ष्य लोकान्कर्मचितान्
ब्राह्मणो निर्वेदमायान्नास्त्यकृतः कृतेक ।
तद्विज्ञानार्थं स गुरुमेवाभिगच्छेत्
समित्पाणिः श्रोत्रियं ब्रह्मनिष्ठम् ॥ १६

तस्मै स विद्वानुपसन्नाय सम्यक्
प्रशान्तचित्ताय शमान्विताय ।
येनाक्षरं पुरुषं वेद सत्यं
प्रोवाच तां तत्त्वतो ब्रह्मविद्याम् ॥ १७

प्रणवो धनुः शरो ह्यात्मा ब्रह्म तल्लक्ष्यमुच्यते ।
अप्रमत्तेन वेद्धव्यं शरवत्तन्मयो भवेत् ॥ १८

भिद्यते हृदयग्रन्थिश्छिद्यन्ते सर्वसंशयाः ।
क्षीयन्ते चास्य कर्माणि तस्मिन्दृष्टे परावरे ॥ १९

ब्रह्मैवेदममृतं पुरस्ताद्ब्रह्म पश्चाद्ब्रह्म दक्षिणतश्चोत्तरेण ।
अधश्चोर्ध्वं च प्रसृतं ब्रह्मैवेदं विश्वमिदं वरिष्ठम् ॥ २०

૧૬. (સકામ) કર્મોથી મળનારા લોક (વિનાશી છે) એવી ખાતરી કરી લઈ બ્રાહ્મણે વૈરાગ્યયુક્ત થવું. નિત્યની પ્રાપ્તિ કદી અનિત્ય વડે થઈ શકતી નથી. (તે નિત્યને) જાણવા માટે સમિધ હાથમાં લઈને (એટલે શિષ્યભાવે) તેણે વેદપારંગત બ્રહ્મનિષ્ટ ગુરુ કને જ જવું જોઈએ.

૧૭. આવી રીતે વિધિયુક્ત આવેલ, શાંત ચિત્તવાળા અને મનોનિગ્રહી શિષ્યને એ વિદ્વાન આચાર્ય વડે જે સત્યસ્વરૂપ અવ્યય પુરુષનું (એટલે પરમાત્માનું) જ્ઞાન થાય છે તે બ્રહ્મવિદ્યા કહેવાય છે.

૧૮. પ્રણવ (ૐકાર) એ ધનુષ્ય, આત્મા એ બાણ, અને બ્રહ્મ એ લક્ષ્ય છે એમ (ઋષિઓએ) કહ્યું છે; માટે અત્યંત સાવધાનપણે તે બ્રહ્મને વીંધી જેમ બાણ લક્ષ્યમય થઈ જાય (લક્ષ્યમાં પેસી જાય) તેમ બ્રહ્મમય થઈ જવું.

૧૯. એ તત્ત્વનાં પર (શ્રેષ્ઠ અથવા સૂક્ષ્મ) અને અવર (કનિષ્ઠ અથવા સ્થૂળ) બન્ને પ્રકારનાં સ્વરૂપનું જ્ઞાન થતાં હૃદયની ગાંઠો છૂટી જાય છે, સર્વ સંશયો ઊડી જાય છે, અને કર્મો ક્ષય પામે છે.

૨૦. આ અવિનાશી બ્રહ્મ જ આગળ, પાછળ, દક્ષિણે, ઉત્તરે, નીચે, ઉપર, ચારે બાજુએ પથરાઈ રહ્યું છે, આ બ્રહ્મ એ વિશ્વ છે, અને સર્વથી શ્રેષ્ઠ છે.

सत्येन लभ्यस्तपसा ह्येष आत्मा
सम्यग्ज्ञानेन ब्रह्मचर्येण नित्यम् ।
अन्तःशरीरे ज्योतिर्मयो हि शुभ्रो
यं पश्यंति यतयः क्षीणदोषाः ॥ २१

सत्यमेव जयते नानृतं
सत्येन पंथा विततो देवयानः ।
येनाक्रमन्त्यृषयो ह्याप्तकामा
यत्र तत्सत्यस्य परमं निधानम् ॥ २२

नायमात्मा प्रवचनेन लभ्यो
न मेधया न बहुना श्रुतेन ।
यमेवैष वृणुते तेन लभ्य-
स्तस्यैष आत्मा विवृणुते तनूं स्वाम् ॥ २३

नायमात्मा बलहीनेन लभ्यो
न च प्रमादात्तपसो वाप्यलिंगात् ।
एतैरुपायैर्यतते यस्तु विद्वां-
स्तस्यैष आत्मा विशते ब्रह्मधाम ॥

૨૧ આત્માની પ્રાપ્તિ હંમેશાં સત્યથી, તપથી, સારી અથવા સંપૂર્ણ (રીતે પ્રાપ્ત કરેલા) જ્ઞાનથી અને બ્રહ્મચર્યથી થાય છે. પોતાના અંતઃકરણમાં નિષ્કલંક અને પ્રકાશમય સ્વરૂપમાં રહેનારા આત્માને પાપરહિત થયેલા પ્રયત્નશીલ લોકો જોઈ શકે છે.

૨૨. સત્યનો જ જય થાય છે. અસત્યનો જય થતો નથી. જે માર્ગે કૃતાર્થ થયેલા ઋષિઓ જાય છે અને જે માર્ગ પર સત્યનું તે પરમ નિધાન રહે છે, તે દેવોનો માર્ગ સત્ય વડે જ આપણે માટે ખુલ્લો થાય છે.

૨૩. આ આત્મા વેદોના અધ્યયનથી પ્રાપ્ત થતો નથી, બુદ્ધિની ઝીણવટથી કે પુષ્કળ શ્રવણથી (એટલે અનેક વિષયોની માહિતી હોવાથી) પ્રાપ્ત થતો નથી. પણ જે આત્માને જ વરે છે (એટલે એની જ પ્રાપ્તિ વાંછે છે) તેને તેની પ્રાપ્તિ થાય છે, તેને જ આત્મા પોતાનું સ્વરૂપ પ્રગટ કરે છે.

૨૪. (બ્રહ્મચર્યના) બલરહિત, ગફલતી, તેમ જ અશાસ્ત્રીય તપનો અંગીકાર કરનારને આત્માની પ્રાપ્તિ થતી નથી. આ ઉપાયોથી (એટલે ઉપલા દોષો કાઢીને) જ્યારે ડાહ્યો પુરુષ તેને મેળવવા પ્રયત્ન કરે છે ત્યારે તેનો આત્મા બ્રહ્મપદને મેળવી લે છે.

संप्राप्यैनमृषयो ज्ञानतृप्ताः
कृतात्मानो वीतरागाः प्रशान्ताः ।
ते सर्वगं सर्वतः प्राप्य धीरा
युक्तात्मानः सर्वमेवाविशंति ॥ २५

वेदांतविज्ञानसुनिश्चितार्थाः
संन्यासयोगाद्यतयः शुद्धसत्त्वाः ।
ते ब्रह्मलोकेषु परांतकाले
परामृताः परिमुच्यंति सर्वे ॥ २६

यथा नद्यः स्यंदमानाः समुद्रे-
ऽस्तं गच्छन्ति नामरूपे विहाय ।
तथा विद्वान्नामरूपाद्विमुक्तः
परात्परं पुरुषमुपैति दिव्यम् ॥ २७

स यो ह वै तत्परमं ब्रह्म वेद ब्रह्मैव भवति
नास्याब्रह्मवित्कुले भवति ।
तरति शोकं तरति पाप्मानं
गुहाग्रन्थिभ्यो विमुक्तोऽमृतो भवति ॥ २८

૨૫. આ આત્માને પ્રાપ્ત કરી લેવાથી જ્ઞાનતૃપ્ત, જિતાત્મા, પ્રશાન્ત અને એકાગ્રચિત્ત થયેલા વિદ્વાન ઋષિઓ એ સર્વવ્યાપી આત્માને સર્વત્ર પામીને સર્વમાં પ્રવેશ કરે છે.

૨૬. વેદાન્ત (સર્વ જ્ઞાનનો જ્યાં અંત આવે છે તે) તથા વિજ્ઞાન (પ્રકૃતિનું જ્ઞાન) વડે જેમણે (પરમ) અર્થનો સારી રીતે નિશ્ચય કરી લીધો છે, તેમ જ સંન્યાસ તથા યોગ વડે જે શુદ્ધ સત્ત્વ (ચિત્ત)વાળા થયા છે એવા પ્રયત્નવાન બ્રહ્મપરાયણ લોકો મરણકાળે બ્રહ્મલોકમાં જઈ મુક્ત થઈ જાય છે.

૨૭. જેમ સમુદ્ર ભણી વહેતી નદીઓ પોતાનાં નામ અને રૂપ છોડી સમુદ્રમાં જ લીન થાય છે, તે પ્રમાણે મુક્ત થયેલો જ્ઞાની નામરૂપથી છૂટી સર્વશ્રેષ્ઠ એવા દિવ્ય પુરુષમાં (લીન થઇ) જાય છે

૨૮. જેને તે શ્રેષ્ઠ બ્રહ્મ સમજાય છે તે બ્રહ્મ જ થાય છે. તેના કુળમાં બ્રહ્મ ન જાણનારો ઉત્પન્ન થતો નથી. તે શોકને તરી જાય છે, પાપને તરી જાય છે, હૃદયમાંનાં બંધનોથી છૂટી તે મૃત્યુરહિત થાય છે.

यतो वाचो निवर्तन्ते । अप्राप्य मनसा सह ।
आनन्दं ब्रह्मणो विद्वान् । न बिभेति कदाचन ।
एतं हि वाव न तपति किमहं साधु नाकरवम् ।
किमहं पापमकरवमिति ॥ २९

युवा स्यात्साधु युवाध्यायकः अशिष्ठो दृढिष्ठो बलिष्ठः ।
तस्येयं पृथिवी सर्ववित्तस्य पूर्णा स्यात् ॥ ३०

अनृतदर्शी । सभाः समाजांश्चागन्ता । अजनवादशीलः ।
रहःशीलः । गुरोरुदाचारेष्वकर्ता स्वैरिकर्माणि । स्त्रीषु
यावदर्थसंभाषी । मृदुः । शान्तः । ह्रीमान् । दृढधृतः ।
अम्लास्नुः । अक्रोधनः । अनसूयः । सायंप्रातरुद-
कुम्भमाहरेत् । अरण्यादेधानाहृत्याधो निदध्यात् ॥ ३१

बलं वाव विज्ञानाद्भूयोऽपि शतं विज्ञानवतामेको बलवानाकम्पयते ।
स यदा बली भवत्यथोत्थाता भवत्युत्तिष्ठ परिचरिता भवति,
परिचान्नुपसत्ता भवत्युपसीदन्द्रष्टा भवति, श्रोता भवति, मन्ता भवति,
बोद्धा भवति, कर्ता भवति, विज्ञाता भवति ॥ बलमुपास्स्व ॥ ३२

૨૯. જ્યાં પહોંચી ન શકવાથી વાણી મનસહ પાછી ફરે છે, તે બ્રહ્મના આનંદને જે અનુભવે છે, તે કદાપિ બીતો નથી. (કારણ) આ સત્કૃત્ય મેં કર્યું નહિ, આ પાપ મેં કર્યું, એવા પ્રકારનો (પશ્ચાત્) તાપ કરવાનો એને પ્રસંગ જ આવતો નથી.

૩૦. તરુણે ઉત્તમ પ્રકારના, અત્યંત અભ્યાસી, આશાવાન, દૃઢનિશ્ચયી અને બલસંપન્ન હોવું જોઈએ. એવા તરુણને આ સર્વ પૃથ્વી દ્રવ્યમય થઈ જાય છે.

તેણે નૃત્યાદિ જોવાં નહિ, સભા અને લોકસમુદાયમાં જવું નહિ. લોકો વિષે ગપ્પાં મારવાનો તેનો સ્વભાવ ન હોવો જોઈએ. એ એકાન્તની રુચિવાળો હોવો જોઈએ, ગુરુ તથા તેનાં સંબંધીઓ અઘટિત રીતે વર્તે તો પણ તેણે સ્વેચ્છાચારી બનવું ન જોઈએ. સ્ત્રીઓ સાથે કામપૂરતું જ બોલવું; એણે મૃદુ, શાંત, લજ્જાયુક્ત અને દૃઢનિશ્ચયી થવું; આળસ, ક્રોધ, મત્સર છોડી દેવાં; સવારસાંજ (ગુરુને ઘેર) પાણીનો ઘડો ભરી લાવવો; અરણ્યમાંથી બળતણ લાવવું.

બળ વિજ્ઞાનથી શ્રેષ્ઠ છે, કારણ એક બળવાન માણસ સો વિજ્ઞાનોને થથરાવે છે, મનુષ્ય બળવાન થાય ત્યારે જ ઊઠીને ઊભો થાય છે (એટલે, ગુરુને ઘેર જવા તૈયાર થાય છે), ઊઠયા પછી તે ગુરુની સેવા કરે છે, સેવા કર્યાથી એની પાસે બેસવાવાળો થાય છે, પાસે બેસવાથી તે દ્રષ્ટા (ગુરુની દૃષ્ટિ સમજવાવાળો) થાય છે, શ્રવણ કરવાવાળો થાય છે, મનન કરવાવાળો થાય છે, બુદ્ધ થાય છે, કર્તૃત્વવાન થાય છે, વિજ્ઞાની થાય છે. બળની ઉપાસના કર. (૩૨)

मधु वाता ऋतायते । मधु क्षरन्ति सिन्धवः ।
माध्वीर्नः सन्त्वोषधीः । मधु नक्त मुतोषसः ।
मधुमत्पार्थिवं रजः मधु द्यौरस्तु नः पिता ।
मधुमान्नो वनस्पतिः । मधुमानस्तु सूर्यः ।
माध्वीर्गावो भवन्तु नः ॥ ३३

(સત્યની શોધ કરનારા અમને) પવન અનુકૂળ થાઓ, નદીઓ મીઠું પાણી પાઓ, સર્વ વનસ્પતિ મીઠી થાઓ, અમને રાત્રિ કલ્યાણપ્રદ થાઓ, સંધ્યા આનંદપ્રદ થાઓ. પિતૃસ્વરૂપ આકાશ તે અમને આશીર્વાદ દો. વૃક્ષ વગેરે અમને મધુરાં ફળો આપો. સૂર્ય અમારું કલ્યાણ કરો. ગાયો અમારા તરફ વાત્સલ્ય ધરાવો.

●

क्लैब्यं मा स्म गमः पार्थ नैतत्त्वय्युपपद्यते
क्षुद्रं हृदयदौर्बल्यं त्यक्त्वोत्तिष्ठ परंतप ॥ २-३ ॥

वासांसि जीर्णानि यथा विहाय
नवानि गृह्णाति नरोऽपराणि ।
तथा शरीराणि विहाय जीर्णा-
न्यन्यानि संयाति नवानि देही ॥ २-२२ ॥

नैनं छिदंति शस्त्राणि नैनं दहति पावकः ।
न चैनं क्लेदयंत्यापो न शोषयति मारुतः ॥ २-२३ ॥

जातस्य हि ध्रुवो मृत्युर्ध्रुवं जन्म मृतस्य च ।
तस्मादपरिहार्येऽर्थे न त्वं शोचितुमर्हसि ॥ २-२७ ॥

हतो वा प्राप्स्यसि स्वर्गं जित्वा वा भोक्ष्यसे महीम् ।
तस्मादुत्तिष्ठ कौंतेय युद्धाय कृतनिश्चयः ॥ २-३७ ॥

सुखदुःखे समे कृत्वा लाभालाभौ जयाजयौ ।
ततो युद्धाय युज्यस्व नैवं पापमवाप्स्यसि ॥ २-३८ ॥

नेहाभिक्रमनाशोऽस्ति प्रत्यवायो न विद्यते ।
स्वल्पमप्यस्य धर्मस्य त्रायते महतो भयात् ॥२-४०॥

कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ।
मा कर्मफलहेतुर्भूर्मा ते संगोऽस्त्वकर्मणि ॥२-४७॥

મા તું કાયરતા ધાર, તને આ ઘટતું નથી;
હૈયાના દૂબળા ભાવ છોડીને ઊઠ, અર્જુન ! [૨–૩]

ત્યજી દઈ જીર્ણ થયેલ વસ્ત્રો
લે છે નવાં જેમ મનુષ્ય બીજાં;
ત્યજી દઈ તેમ શરીર જીર્ણ,
પામે નવાં અન્ય શરીર દેહી. [૨–૨૨]

ન તેને છેદતાં શસ્ત્રો, ન તેને અગ્નિ બાળતો,
ન તેને ભીંજવે પાણી, વાયુ તે સૂકવે નહિ. [૨–૨૩]

જન્મ્યાંનું નિશ્ચયે મૃત્યુ, મૂઆંનો જન્મ નિશ્ચયે;
માટે ઉપાય ના તેમાં તારો, શોક ઘટે નહિ. [૨–૨૭]

હણાયે પામશે સ્વર્ગ, જીત્યે ભોગવશે મહી;
માટે, પાર્થ ખડો થા તું, યુદ્ધાર્થે દૃઢ નિશ્ચયે. [૨–૩૭]

લાભ–હાનિ, દુઃખો–સુખો, હાર–જીત કરી સમ,
પછી યુદ્ધાર્થ થા સજ્જ, તો તને પાપ ના થશે. [૨–૩૮]

આદર્યું વણસે ના ને વિઘ્ન ના ઊપજે અહીં;
અંશ આ ધર્મનો સ્વલ્પે ઉગારે ભયથી વડા. [૨–૪૦]

કર્મે જ અધિકારી તું, ક્યારે ય ફળનો નહિ;
જેમાં જાગે બધાં ભૂતો, તે જ્ઞાની મુનિની નિશા. [૨–૬૯]

या निशा सर्वभूतानां तस्यां जागर्ति संयमी ।
यस्यां जाग्रति भूतानि सा निशा पश्यतो मुनेः ॥२-६९॥

यद्यदाचरति श्रेस्ठस्तत्तदेवेतरो जनः ।
स यत्प्रमाणं कुरुते लोकस्तदनुवर्तते ॥३-२१॥

श्रेयान्स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात् ।
स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः ॥३-३५॥

अजोऽपि सन्नव्ययात्मा भूतानामीश्वरोपि सन् ।
प्रकृतिं स्वामधिष्ठाय संभवाम्यात्ममायया ॥४-६॥

यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।
अभ्युत्थानधर्मस्य तदाऽत्मानं सृजाम्यहम् ।
परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ।
धर्मसंस्थापनार्थाय संभवामि युगेयुगे ॥४-७, ८॥

ये यथा मां प्रपद्यंते तांस्तथैव भजाम्यहम् ।
मम वर्त्मानुवर्तन्ते मनुष्याः पार्थ सर्वशः ॥४-११॥

विद्याविनयसंपन्ने ब्राह्मणे गवि हस्तिनि ।
शुनि चैव श्वपाके च पंडिताः समदर्शिन ॥५-१८॥

उद्धरेदात्मनात्मानं नात्मानमवसादयेत् ।
आत्मैव ह्यात्मनो बंधुरात्मैव रिपुरात्मनः ॥ ६-५ ॥

નિશા જે સર્વ ભૂતોની, તેમાં જાગ્રત સંયમી
જેમાં જાગે બધાં ભૂતો, તે જ્ઞાની મુનિની નિશા [ ૨-૬૯ ]

મહાજનો કરે જે જે તે જ અન્ય જનો કરે;
તે જેને માન્યતા આપે, મનુષ્યો તે ચલાવતા. [ ૩-૨૧ ]

રૂડો સ્વધર્મ ઊણો યે સુસેવ્યા પરધર્મથી,
સ્વધર્મે મૃત્યુમાં શ્રેય, પરધર્મ ભયે ભર્યો. [ ૩-૩૫ ]

અજન્મા, અવ્યયાત્મા ને ભૂતોનો ઈશ્વરે છતાં
ઊપજું આત્મમાયાથી મારી પ્રકૃતિ પે ચડી. [ ૪-૬ ]

જ્યારે જ્યારે જગે થાય ધર્મની ગ્લાનિ ભારત,
અધર્મ પ્રગટે જોરે ત્યારે સર્જું હું આત્મને. [ ૪-૭ ]
સંતોના રક્ષણાર્થે ને પાપીના નાશકારણે,
ધર્મની સ્થાપના કાજે જન્મ ધારું યુગેયુગે. [ ૪-૮ ]

જે આશરે મને જેમ, તેમ હું તેમને ભજું;
મનુષ્યો અનુવર્તે તો સર્વથા મુજ માર્ગને. [ ૪-૧૧ ]

વિદ્યા વિનયથી યુક્ત વિપ્રમાં ને શ્વપાકમાં,
ગાયમાં, ગજમાં, શ્વાને, જ્ઞાનીઓ સમદૃષ્ટિ છે. [ ૫-૧૮ ]

આપને તારવો આપે, આપને ન ડુબાડવો;
આપે જ આપનો બંધુ, આપે જ શત્રુ આપનો. [ ૬-૫ ]

नात्यश्नतस्तु योगोऽस्ति न चैकांतमनश्नतः ।
न चातिस्वप्नशीलस्य जाग्रतो नैव चार्जुन ॥
युक्ताहारविहारस्य युक्तचेष्टस्य कर्मसु ।
युक्तस्वप्नावबोधस्य योगो भवति दुःखहा ॥ ६-१६, १७ ॥

यतो यतो निश्चरति मनश्चंचलमस्थिरम् ।
ततस्ततो नियम्यैतदात्मन्येव वशं नयेत् ॥ ६-२६ ॥

यो मां पश्यति सर्वत्र सर्वं च मयि पश्यति ।
तस्याहं न प्रणश्यामि स च मे न प्रणश्यति ॥ ६-३० ॥

पार्थ नैवेह नामुत्र विनाशस्तस्य विद्यते ।
न हि कल्याणकृत्कश्चिद्दुर्गतिं तात गच्छति ॥ ६-४० ॥

मत्तः परतरं नान्यत्किंचिदस्ति धनंजय ।
मयि सर्वमिदं प्रोतं सूत्रे मणिगणा इव ॥ ७-७ ॥

अनन्याश्चिंतयंतो मां ये जनाः पर्युपासते ।
तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥ ९-२२ ॥

यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत् ।
यत्तपस्यसि कौंतेय तत्कुरुष्व मदर्पणम् ॥ ९-२७ ॥

अपि चेत्सुदुराचारो भजते मामनन्यभाक् ।
साधुरेव स मंतव्यः सम्यग्व्यवसितो हि सः ॥ ९-३०

નહિ તો ઘણા આહારે, ન યે કેવળ લાંઘણે,
ઊંઘ્યે, જાગ્યે ય ના ઝાઝે, યોગની સાધના થતી.
યોગ્ય વિહાર–આહાર, યોગ્ય પ્રવૃત્તિ કર્મમાં,
યોગ્ય જાગૃતિ ને નિદ્રા તે કરે યોગ દુઃખહા. [૬-૧૬, ૧૭]

જ્યાંથી જ્યાંથી ચળી જાય મન ચંચળ, અસ્થિર,
ત્યાં ત્યાંથી નિયમો લાવી આત્મામાં જ કરે વશ. [૬–૨૬]

જે સર્વત્ર મને દેખે, સર્વેને મુજમાં વળી,
તેને વિયોગ ના મારો, મને તેનો ય ના થતો. [૬–૩૦]

અહીં કે પરલોકે યે તેનો નાશ નથી કદી;
બાપુ, કલ્યાણકારી કો, દુર્ગતિ પામતો નથી. [૬–૪૦]

બીજું કોઈ નથી તત્ત્વ મારાથી પર જે કહો,
હું–માં આ સૌ પરોવાયું દોરામાં મણકા સમું. [૭–૭]

અનન્ય ચિત્તથી જેઓ કરે મારી ઉપાસના,
તે નિત્યયુક્ત ભક્તોનો યોગક્ષેમ ઉપાડું હું. [૯–૨૨]

જે કરે, ભોગવે વા જે, જે હોમે, દાન જે કરે;
તપને આચરે વા જે, મને અર્પણ તે કર. [૯–૨૭]

દુરાચારી ય કો’ મોટો થઈ અનન્ય ભજે મને,
સાધુ જ તે થયો માનો, જે સુનિશ્ચયમાં ઠર્યો. [૯–૩૦]

क्षिप्रं भवति धर्मात्मा शश्वच्छांतिं निगच्छति ।
कौंतेय प्रतिजानीहि न मे भक्तः प्रणश्यति ॥ ९-३१ ॥

देवद्विजगुरुप्राज्ञपूजनं शौचमार्जवम् ।
ब्रह्मचर्यमहिंसा च शारीरं तप उच्यते ॥ १७ १४ ॥

अनुद्वेगकरं वाक्यं सत्यं प्रियहितं च यत् ।
स्वाध्यायाभ्यसनं चैव वाङ्मयं तप उच्यते ॥ १७-१५ ॥

मनः प्रसादः सौम्यत्वं मौनमात्मविनिग्रहः ।
भावसंशुद्धिरित्येतत्तपो मानसमुच्यते ॥१७-१६॥

यतः प्रवृत्तिर्भूतानां येन सर्वमिदं ततम् ।
स्वकर्मणा तमभ्यर्च्य सिद्धिं विंदति मानवः ॥१८-४६॥

ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति ।
भ्रामयन्सर्वभूतानि यंत्रारूढानि मायया ॥
तमेव शरणं गच्छ सर्वभावेन भारत ।
तत्प्रसादात्परां शांतिं स्थानं प्राप्स्यसि शाश्वतं ॥१८-६१-६२॥

मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु ।
मामेवैष्यसि सत्यं ते प्रतिजाने प्रियोऽसि मे ॥१८-६५॥

सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज ।
अहं त्वा सर्व पापेभ्यो मोक्ष यिष्यामि मा शुचः ॥१८-६८॥

શીઘ્ર તે થાય ધર્માત્મા, પામે શાશ્વત શાંતિને
નિશ્ચે જાણુ, કદી મારા ભક્તનો નાશ તો નથી. [ ૯–૩૧ ]

દેવ – દ્વિજ – ગુરુ – જ્ઞાની – પૂજન, શૌચ આર્જવ,
બ્રહ્મચર્ય, અહિંસા ચે, દેહનું તપ તે કહ્યું. [ ૧૭–૧૪ ]

અખૂંચતું, સત્ય ને મીઠું, હિતાર્થે વેણ બોલવું;
તેમ અભ્યાસ, સ્વાધ્યાય, વાણીનું તપ તે કહ્યું. [ ૧૭–૧૫ ]

આત્મા નિગ્રહ ને મૌન, મનકેરી પ્રસન્નતા,
મૃદુતા, ભાવની શુદ્ધિ, મનનું તપ તે કહ્યું. [ ૧૭–૧૬ ]

જેથી પ્રવર્તતાં ભૂતો, જે વડે વ્યાપ્ત આ બધું;
તેને સ્વકર્મથી પૂજી સિદ્ધિને નર મેળવે. [ ૧૮–૪૬ ]

વસતો સર્વ ભૂતોનાં હૃદયે પરમેશ્વર
માયાથી ફેરવે સૌને, જાણે કે યંત્રમાં ધર્યાં.
શરણે સર્વભાવે જા તેને, તેના અનુગ્રહે
પામીશ તું પરંશાન્તિ વળી, શાશ્વત સ્થાનને. [૧૮–૬૧, ૬૨]

મને દે મન ને ભક્તિ, મને પૂજ, મને નમ;
મને જ પામશે નિશ્ચે, પ્રિયને કોલ એ દઉં. [ ૧૮–૬૫ ]

છોડીને સઘળા ધર્મો, એક લે શરણું મુજ,
હું તને સર્વ પાપોથી છોડાવીશ, અશોક થા. [ ૧૮–૬૮ ]

એકલો તુજને મૂકી સ્વજન તુજ ચાલ્યાં જશે.
આશા રસવેલી સૂકી ધૂળ મહીં જ મળી જશે
તોયે નિરાશ નહીં થજે.

રાત્રિના અંધારથી તુજ પંથ ભીષણ દીસશે
ને જ્યોતિ તારી ઉજ્વલી ક્ષણક્ષણ વિલુપ્ત થઈ જશે
તોયે નિરાશ નહીં થજે.

પંખી પશુ ટોળે મળી મધુર સ્વર તુજ સૂણશે
પણ સ્વજન તુજ એ ગીતની નવ કદર કંઈ પણ બૂજશે
તોયે નિરાશ નહીં થજે.

નિઃશબ્દ તુજને રોકતું છે દ્વાર બંધ ઊભું અહીં
ફરી ફરી ખખડાવ તું, છો એ કદી ઊઘડે નહીં
તોયે નિરાશ નહીં થજે.

કવિવર રવીન્દ્રનાથ

રાતદિવસ તારો સ્પર્શ મારે સૌ અંગે લાગી રહ્યો છે એ વાત રોજરોજ મનમાં આણીને મારા દેહને પવિત્ર કરી રાખીશ, હે પ્રાણેશ્વર! મારા મનમાં તું બિરાજી રહ્યો છે એ વાત રોજરોજ મનમાં આણીને મારા સર્વ ધ્યાનમાંથી સર્વ વિચારમાંથી સર્વ પ્રયત્ને અસત્યને ટાળી દૂર કરી રાખીશ, હે પરમજ્ઞાન!

મારા હૃદયમાં તારું અચળ સ્થાન રહ્યું છે, એ વાત સદા મનમાં રાખીને સકળ કુટિલ દ્વેષને, સકળ અમંગલને શાસન કરીશ, પ્રેમને પ્રફુલ્લ નિર્મળ કરી રાખીશ; સર્વ કર્મમાં તારી શક્તિ રહી છે એવો સાર જાણી લેઇને સૌ કામમાં તારો પ્રચાર કરીશ.

*

હે જીવનસ્વામી, પ્રતિદિન હું તારી સામે ઊભો રહીશ; હાથ જોડીને હે ભુવનેશ્વર, તારી સામે ઊભો રહીશ. તારા અપાર આકાશ નીચે વિજનમાં, એકાન્તમાં નમ્ર હૃદયે, આંસુભરી આંખે તારી સામે ઊભો રહીશ.

તારા આ વિચિત્ર ભવસંસારમાં કર્મસાગરને તટે સમસ્ત જગત્માનવની વચ્ચે તારી સામે ઊભો રહીશ.

તારા આ ભવમાં મારું કાજ જ્યારે સમાપ્ત થશે ત્યારે અહો રાજરાજ, એકલો નીરવે તારી સામે ઊભો રહીશ.

*

જીવનકુંજમાં તારી રાગિણી વાગો, સદા વાગો! હૃદયપદ્મમાં તારું આસન દીપો, સદા દીપો!

તારા નંદનગંધથી આનંદિત સુંદર ભુવનમાં ફરું; તારા પગની રજ ચોળી લીધે દેહ શોભો, સદા શોભો!

તારી જીવનકુંજમાં તારી રાગિણી વાગો, સદા વાગો!

તારે મંગળમંત્રે સૌ વિદ્વેષ દૂર હો; તારા સંગીતના છંદે હૃદયમાં ને બહાર માધુરી વિકસો.

તારું નિર્મળ, નીરવ, આકાશવ્યાપ્યું હાસ્ય જોઉં; તારા ગૌરવથી સૌ ગર્વ લાજો, સદા લાજો!

જીવનકુંજમાં તારી રાગિણી વાગો, સદા વાગો!

*

મારું આ હૃદયદ્વાર કદી બંધ રહે, તો એ ભાંગીને તું મારા પ્રાણમાં પેસજે, પાછો ના જતો, પ્રભુ!

કોઈ દિન આ વીણાને તારે તારું પ્રિય નામ ઝણકે નહિ, તો દયા કરીને પળેક ઊભો રહેજે, પાછો ના જતો!

તારી હાકથી મારું નિદ્રાધેન ભાંગે નહિ, તો વજ્રવેદના વડે મને જગાડજે, પાછો ના જતો, પ્રભુ!

કોઈ દિન તારે આસને બીજા કોઈને જતન કરી બેસાડું તો ય, નિત્યકાળના હે રાજા મારા, પાછો ના જતો, પ્રભુ!

*

જીવનમાં દિવસરાત જે સૌ આનંદ પામ્યો છું, તે સૌની વચ્ચે તને આજે સમરીશ, જીવનનાથ!

જે દિન તારા જગતને નીરખીને હરખથી પ્રાણ પુલકી ઊઠયો છે, તે દિન તારો દૃષ્ટિપાત મારાં નયનમાં થયો છે.

સૌ આનંદ વચ્ચે તને સમરીશ, જીવનનાથ!

તારે પોતાને હાથે–સ્વાદે, ગંધે ને ગાને–બહારથી અંતરની મહીં તું વારંવાર સ્પર્શ કરે છે.

પિતા, માતા, ભાઈ, પ્રિય, પરિવાર, દારા, મિત્ર, પુત્ર, એ સૌ સાથે તું મારા હૃદયમાં પ્રવેશીને મારી સાથે રહે છે.

સૌ આનંદ વચ્ચે તને સમરીશ, જીવનનાથ.

*

ના જાણ્યે ય મેં તને જાણ્યો છે, કેવી રીતે એ કંઇ જાણું ના. અર્થનો અંત પામું ના, તો ય તારી વાણી સમજ્યો છું.

નિશ્વાસ મૂકતાં ને આંખનો પલકારો મારતાં, ચેતનાએ, વેદનાએ, ભાવનાને આઘાતે કોઈક આખા શરીરમાં ને મનમાં તારા સમાચાર આણી દે છે.

ના જાણ્યે ય મેં તને જાણ્યો છે, કેવી રીતે એ કંઈ જાણું ના.

હૃદયની મહીં વિશ્વની તારી રાજધાની જ્યારે જોઈ ત્યારે પલકમાં એ વાત પામ્યો જે તારું રાજત્વ તો લોકલોકાન્તરમાં.

ના જાણ્યે ય મેં તને જાણ્યો છે, કેવી રીતે એ કંઈ જાણું ના.

ગાઢ એકાન્તમાં મારા પોતાના ચિત્તમાં તને જ્યાં જાણવા પામ્યો ત્યાં ભાષા હારી ગઇ માની સૌ ય સ્થિર ને અવાક્ !

ના જાણ્યે ય મેં તને જાણ્યો છે, કેવી રીતે એ કંઇ જાણું ના.

*

તારી સુમધુર ગાથા રોજરોજ ગાઇશ; તું મને કથા દે, તું મને સૂર દે!

જો તું પ્રફુલ્લ કમળાસને મારા મનમાં રહે, જો તું મારો પ્રાણ તારા પ્રેમથી ભરપૂર કરી દે–તારી સુમધુર ગાથા રોજરોજ ગાઇશ.

જો તું મારી પાસે રહીને ગાન સાંભળે, જો તારી ઉદાર આંખ સુધા દે,

જો તું દુ:ખ ઉપર સ્નેહભર્યો હાથ રાખે, જો તું સુખમાંથી દંભ દૂર કરે–તારી સુમધુર ગાથા રોજરોજ ગાઇશ.

*

જેને તું તારી પતાકા દે છે, તેને તું એ વહેવાની શક્તિ પણ દે છે. તારી સેવાનો મહાપ્રયાસ સહેવાની ભક્તિ દે છે. તેથી જ હું પ્રાણ ભરીને દુ:ખની સાથે દુ:ખની મુક્તિ ચાહું, તારે હાથે થયેલું જે વેદનાનું દાન તે તરછોડીને મુક્તિ ચાહું ના. દુ:ખ મારા માથાનું માણેક થાય, જો સાથે તું ભક્તિ આપે તો.

જો તને ભૂલવા તું ના દે, અંતરને જો જાળજંજાળમાં જડાવા ના દે, તો તો દેવું હોય એટલું કાજ દેજે. ખુશીમાં આવે એટલે બંધે મને બાંધજે, પણ તારી તરફ મને છૂટો રાખજે. તારા ચરણની ધૂળથી મને પવિત્ર કરીને પછી ભલે મને ધૂળમાં રાખજે. પણ તને ભૂલવા ના દેઈશ.

જે માર્ગે મને તેં રખડવા મૂક્યો છે તે માર્ગે રખડીશ, પણ તારે ચરણે મારાથી જવાઓ! મારો સૌ થાક ઉતારીને મારો શ્રમ વહી લેવાઓ! આ ભવગહનમાં માર્ગ દુર્ગમ છે; કેટલોક ત્યાગ, શોક, વિરહદાહ! જીવનમાં મરણને વહીને મરણમાં પ્રાણ પમાઓ! સંધ્યાકાળે પ્રભુને ચરણે માળામાં જવાઓ!

*

હે મંગળમય આ દુર્ભાગ્ય દેશમાંથી તું લોકભયને, રાજભયને મૃત્યુભયને–સર્વ તુચ્છ ભયને દૂર કરી દે. હીનપ્રાણ દુર્બળનો આ પાષાણભાર, સદા દળી નાખતી આ યંત્રણા, ધૂળ તળે પડી રહેનારી આ નિત્ય અવનતિ, ઘડીએઘડીએ પળેપળે આત્માનું આ અપમાન, અંદરબહાર રહેલી આ દાસત્વની દોરી, હજારો પગ તળે વારંવાર ભયભીત માથું નમાવીને કરવો પડતો માનવમર્યાદા–ગર્વનો સદા ત્યાગ, એ સૌ દૂર કરી દે.

એ મોટા લાજપુંજને લાત મારીને ચૂરો કરી દૂર કર. મંગળ પ્રભાતે અનંત આકાશમાં, ઉદાર પ્રકાશમાં, ખુલ્લા વાયુમાં માથું ઊંચું થાય એમ કર.

*

એમણે જોયું છે જે, હે અનંત, તારા આનંદમાંથી આ વિશ્વચરાચર આનંદ ઝરે છે; અગ્નિની પ્રત્યેક શિખા તારે ભયે કંપે છે, વાયુનો પ્રત્યેક શ્વાસ તારે પ્રતાપે ચાલે છે, તારી જ આજ્ઞા માથે ચઢાવીને રાતદિન મૃત્યુ મર્મનાદે ચરાચરમાં આવજા કરે છે; તારી જ સાને ગિરિ ઊંચે ઊડ્યો છે; તારા જ સંગીતથી નદીઓ દિશાદિશાએ દોડે છે; શૂન્યાશૂન્યમાં ચંદ્ર–સૂર્ય તારા અનંત પ્રાણની અંદર નિત્ય કાંપે છે.

એ બધાં માત્ર તારે જ ભયે, તારે જ નિર્ભયે, તારે જ શાસન-ગર્વે દીપતે સંતોષાતે મુખે વિશ્વભુવનેશ્વરની આંખો સામે આ વિશ્વાલયમાં નિત્ય હતાં.

*

હે ભારત, સરળ નિર્મળ ચિત્તે પરમ પરિપૂર્ણ પ્રભાતને માટે સર્વ દુઃખ ખમીને પણ તું જાગતો રહે; સૌ બંધનમાં પણ આત્માને સ્વાધીન રાખી, પુષ્પચંદને પોતાના અંતરના મહાત્મ્યમંદિરને સજાવી સુગંધિત કરી, તારું દુઃખનમ્યું મસ્તક નીરવે એને પગ તળે સદા રાખી જાગતો રહે.

એનાથી તને વિખૂટો પાડે એવું આ સંસારમાં કોઈ નથી. એ ગર્વબળે એને હાથે અક્ષય સંમાન પામીને તું સર્વ ભયમાં પણ નિર્ભય અંતરે રહે. સંસારમાં તારું સ્થાન ગમે એટલું નીચે હોય ને, પણ એ આખો સંસાર જેના પગની રજ છે તે ભગવાનના પગ મૂકવાના બાજોઠને તારું આસન કર.

હે દુઃખી, હે દીનહીન, તારો દુઃખભાર તું એને હાથે લેજે. જો એને બારણે નમ્યો રહેશે તો તારાં દીનતા ને ઐશ્વર્ય-કાન્તિ ધારણ કરશે. અરે કોઈ નથી ત્રિલોકમાં એના વિના બીજો કોઈ નથી, જેની પાસે તું તારું માથું આળોટાવી શકે.

પિતારૂપે રહ્યો છે, તેથી પિતામાં એને નમસ્કાર કરું છું. ન્યાયદંડ ઉપર એનો જ જમણો હાથ બિરાજે છે, તેથી એનું શાસન નમ્યે શિરે ઉપાડી લઈશ. મહત્ત્વની ઉપર એના જ પગની આંગળી છે, તેથી મહત્ત્વને બારણે નમ્ર બનીને એની પૂજા કરીશ. એના સ્પર્શરૂપે એના હાથનો અનુભવ કરી દુઃખનું ગૌરવ માથે ઉપાડી લેઈશ.

*

આ અચિંત્ય બ્રહ્માણ્ડના લોકલોકાન્તરમાં અણુએઅણુએ અનંતકાળ માટે જેનું અનંત શાસન પ્રકાશ પામી રહ્યું છે, જુગે જુગે માનવનો મહાઇતિહાસ જેની તર્જનીની છાયા લેઈ ધરણી ઉપર સદા ચાલે છે, એ મહેશ્વર મારા ચૈતન્યમાં પળેપળે અધિષ્ઠાન કરી રહ્યો છે; તેને જ પ્રકાશે મારાં ચક્ષુ દૃષ્ટિએ પ્રકાશે છે, તેને જ સ્પર્શે મારું અંગ પ્રાણહર્ષે સ્પર્શાય છે.

જ્યાં ચાલું, જ્યાં ઊભો રહું, વાસ કરું, ત્યાં ત્યાં શ્વાસેશ્વાસે મારી એ વાત સ્મરીને એનો ગર્વ ને મારી નમ્રતા મારા મસ્તક ઉપર સર્વથા વહીશ.

તારી પાસે આ મારી છેલ્લી પ્રાર્થના છેઃ અંતરના અંતરમાંથી મારી સૌ ક્ષીણતાને દૃઢ બળે છેદી નાખ, પ્રભુ! મારા સુખને કઠણ કરી સુખની સાથે વીર્ય દે; દુઃખમાં વીર્ય દે; જેથી

પ્રીતિમાં, સ્નેહમાં, પુણ્યમાં, એ ફૂટી ઊઠીને કર્મમાં સફળ થાય. ક્ષુદ્ર જનની અવગણના ન કરવાનું, બળના ચરણમાં ન આળોટવાનું વીર્ય દે, ચિત્તને રોજરોજની તુચ્છતાઓથી ઊંચે રાખી શકવાનું વીર્ય દે.

તારે ચરણે માથું રાખી રાતદિવસ જાતને સ્થિર રાખવાનું વીર્ય દે.

*

હે ભારત, મુકુટ, દંડ, સિંહાસન, ભૂમિ છોડી દેવાનું, દરિદ્રવેશ ધારણ કરવાનું નરપતિને તેં શીખવ્યું છે, ધર્મજુદ્ધમાં શત્રુને પગલે-પગલે ક્ષમા આપવાનું, જયપરાજયને ભૂલી બાણ સંકેલવાનું વીરને તેં શીખવ્યું છે; યોગ્ય ચિત્તે સર્વ ફળની સ્પૃહા બ્રહ્મને સમર્પવાનું કર્મ-શીલને તેં શીખવ્યું છે; પાડોશી, કુટુંબી, અતિથિ ને અનાથ સુધી પોતાનું ઘર વિસ્તારવાનું ગૃહસ્થને તેં શીખવ્યું છે.

તેં ભોગને સંયમ સાથે બાંધ્યો છે, દૈન્યને નિર્મળ વૈરાગ્યથી ઊજળું કર્યું છે, સંપદને પુણ્યકર્મથી મંગળ કરી છે, સ્વાર્થ ત્યજીને સૌ સુખદુ:ખમાં સંસારને નિત્યબ્રહ્મની સામે રાખવાનું તેં શીખવ્યું છે.

સંસાર જે વારે મન ખેંચી લે, પ્રાણ જ્યારે જાગે ના, ત્યારે ય, નાથ, તને પ્રણમીને તારાં ગીત ગાતો બેસું.

શૂન્યમનની મારી વૃથા ભેટ, ફૂલ વિનાની પૂજાસામગ્રી, ભક્તિ વિનાનો સૂર એ સૌ, હે અંતર્યામી, ક્ષમા કર.

સંસાર જે વારે મન ખેંચી લે, પ્રાણ જ્યારે જાગે ના.

શુષ્ક કંઠે તારું નામ પોકારું, ગાઢ પ્રેમની વર્ષા જાણે મનમાં ઊતરી આવે એવી પ્રાણપણે આશ ધરું.

એક દિન ઓચિન્તો તારે હાથે તું પોતે અમૃત વડે ભરી દેશે એ ભરોસે શૂન્યહૃદય તારે ચરણે સમર્પી દેઉં

સંસાર જે વારે મન ખેંચી લે, પ્રાણ જ્યારે જાગે ના.

*

કામ ના થયે વચ્ચે વચ્ચે કેટલી યે વાર વિચારું, જે આજે વેળા નકામી ગઈ-દિવસ નષ્ટ થયો.

નષ્ટ થાય નહિ, પ્રભુ; એ જે સૌ ક્ષણો, એને તું પોતે ગ્રહણ કરે છે, અહો અંતર્યામી દેવ! અંદરઅંદર રહીને, ગુપ્તમાં ગુપ્ત રહીને તેં કયે ય અવસરે બીજને અંકુર રૂપે જગાવી ઉઠાડયું છે, કળીને પ્રસ્ફુટ રંગે રંગી દીધી છે, ફૂલનું રસમધુર ફળ કર્યું છે. ગર્ભનું બીજ બનાવ્યું છે. આળસભરી પથારી ઉપર થાકનો માર્યો નિદ્રાતુર થઈને મેં વિચાર્યું, જે સૌ કામ પડી રહ્યાં.

પ્રભાતમાં જાગી ઊઠીને આંખો ઉઘાડીને જોયું તો મારું ઉપવન ભરાઈ ગયું છે.

*

સંસારમાં તેં મને જે ઘરમાં રાખ્યો છે, એ જ ઘરમાં સૌ દુઃખ ભૂલીને રહીશ. એનું એક બારણું કરુણા કરીને તારે હાથે રાતદહાડો ઉઘાડું રાખજે. મારાં સૌ કાજમાં, મારા સૌ અવસરમાં તારા પ્રવેશને માટે એ બારણું રહેશે. તારા ચરણની રજ લેઇને ત્યાં

થઈ વાયુ મારા હૃદય ઉપર વહી આવશે. એ બારણું ખોલીને તું ઘરમાં આવશે, એ બારણું ખોલીને હું બજાર જઈશ.

બીજાં બધાં સુખ પામું કે ના પામું, તો ય મારે માટે એક સુખ તો રાખજે. એ સુખ કેવળ તારું ને મારું, એ સુખની ઉપર તું જાગતો રહેજે, પ્રભુ! બીજાં બધાં સુખ એને ઢાંકી દે નહિ, સંસાર એના ઉપર ધૂળ નાખે નહિ, એટલા માટે સૌ કોલાહલમાંથી એને ઉઠાવી લેઈ તારા ખોળામાં જતન કરીને ઢાંકી રાખજે. બીજાં ગમે એટલાં સુખે ભીખની ઝોળી ભરાઓ, પણ એ એક સુખ તો તું મારે માટે રાખજે જ.

બીજા ગમે એટલા વિશ્વાસ તૂટી જાય, પણ એક વિશ્વાસ તો મારા ચિત્તમાં લાગી રહો, સ્વામી! જે અનલનો તાપ જ્યારે હું સહું ત્યારે તે મારી છાતીમાં તારું નામ ડામી દો. મારા મર્મ-સ્થાનમાં જ્યારે દુ:ખ પેસે ત્યારે એ તારા સ્વાક્ષર આણો; કઠોર વચન ગમે એટલા ઘા કરે; પણ તે સૌ ઘામાં તારો સૂર જાગી ઊઠો. પ્રાણમાં અનેક વિશ્વાસ તૂટી જાય તો ય એક વિશ્વાસમાં તો મારું ચિત્ત લાગી રહો.

# ઝંખના

સૂરજ ઢૂંઢે ને ઢૂંઢે ચાંદાની આંખડી,
  નવલખ તારાનાં ટોળાં ટળવળે રે જી.
પૃથ્વીપગથારે ઢૂંઢે ભમતા અવધૂત કોઈ,
  વિશ્વંભર ભરવા નયણે રે હો જી–સૂરજ...

મહેરામણ ભૈરવનાદે અલખ પુકારે,
  મૂંગા ગિરિઓનાં મસ્તક ઊંચે ઝંખતાં રે જી
તલખે પંખી ને પ્રાણી, સરવર નદીઓનાં પાણી,
  રાતે ડુંગરિયા દવ નો જંપતા રે હો જી–સૂરજ

તરણાની છાયા હેઠે કાયા ઢંકાય તારી,
  આભનાં આભૂષણ તો યે ઓછાં પડે રે જી.
બ્રહ્માંડ ભરીને પોઢ્યા, કીકીમાં માશો શેણે ?
  જોવા તો યે લોચનિયાં ઘેલાં રડે રે હો જી–સૂરજ

ગગન ઘેરીને આજે દર્શન વરસો રે વહાલા !
  ઉરે ઝૂરે રે મારો પ્રાણબપૈયો હો જી–સૂરજ

[ 'ગંગોત્રી'માંથી ]

—ઉમાશંકર જોશી

हे ठाकुर ! तुम पें अरदास,
जीवपिंड सब तुमरी आस;
तुम मातपिता हम बालक तेरे,
तुमरी कृपामें सुख घनेरे;
कोई न जाने तुमरा अंत,
ऊंचे ते ऊंचा भगवंत;
सगल सामग्री तुमरी सूत्रधारी,
तुमतें होये सो आज्ञाकारी.
हे ठाकुर !



हे अच्युत परब्रह्म हे ! अविनाशी अघनाश;
हे पूरण, हे सर्वमें, दुःखभंजन गुणतास.
हे संगी, हे निरहंकार, हे निर्गुण सब टेक;

हे गोविंद, हे गुणनिधान, जाको सदा विवेक.
हे अपरंपर हरहरे, है भी होवनहार;
हे संतन के सदा संग, निराधार आधार.

हे ठाकुर हौं दासरो, में निर्गुण गुण नहि कोय;
नानक दीजे नामदान, राखों हीये परोय.

## રાગ બિહારી–તીનતાલ

જય જગદીશ હરે,
ભક્તજનોં કા સંકટ છિન મેં દૂર કરે.—ધ્રુ૦

જો ધ્યાવે ફલ પાવે, દુઃખ વિનસે મન કા.
સુખસંપત્તિ ગૃહ આવે કષ્ટ મિટે તન કા,
માતપિતા તુમ મેરે શરણ ગ્રહૂં કિસકી;
તુમ બિન ઔર ન દૂજા આસ કરું જિસકી. ૧

તુમ પૂરણ પરમાત્મા, તુમ અંતર્યામી,
પારબ્રહ્મ પરમેશ્વર તુમ સબકે સ્વામી;
તુમ કરુણા કે સાગર, તુમ પાલન કરતા,
મૈં મૂરખ ખલ કામી, કૃપા કરો ભરતા. ૨

તુમ હો એક અગોચર સબકે પ્રાણપતિ,
કિસવિધ મિલૂં ગુંસાંઈ તુમકો મૈં કુમતિ;
દીનબંધુ દુખહરતા ઠાકુર તુમ મેરો,
અપને હાથ ઉઠાઓ દ્વાર પર્યો તેરો;
વિષય વિકાર મિટાવો પાપ હરો દેવા,
શ્રદ્ધા ભક્તિ બઢાવો સંતન કી સેવા. ૩

### રાગ ભૈરવી-દાદરા

રચા પ્રભુ તૂને યહ બ્રહ્માંડ સારા
પ્રાણોં સે પ્યારા તૂ હી સબસે ન્યારા—(ધ્રુવ)
તૂ હી ભાઈ, બંધુ તૂ હી જગતજનની
સકલ જગત મેં એક તેરા પસારા. ૧
ધર્મદૂધ સે માતા તુમ હમકો પાલો,
દેઓ ખોલ વિદ્યા કા અપને ભંડારા.
નમો કર પ્રભુ સિસ વિનતિ હમારી,
દેઓ દાન ભક્તિ કા હોવે વિસ્તારા. ૩



### રાગ-ભુપાલી તાલ એકતાલ

પરમ પ્રેમ પરબ્રહ્મ.
માતપ્રેમ, તાતપ્રેમ. પુત્રપ્રેમ, પુત્રીપ્રેમ!
દમ્પતીના દેવપ્રેમ, પ્રેમ છે સં સા ર સા ર.
પરમ પ્રેમ પરબ્રહ્મ.
દયાપ્રેમ, દાનપ્રેમ, ભક્તિપ્રેમ, જ્ઞાનપ્રેમ,
યોગપ્રેમ, મોક્ષપ્રેમ, પ્રેમ તે સંન્યસ્તાધાર.
પરમ પ્રેમ પરબ્રહ્મ.
સ્થૂલ પ્રેમ, સૂક્ષ્મ પ્રેમ, વિશ્વ કેરો મન્ત્ર પ્રેમ,
સૃષ્ટિનો સુવાસ પ્રેમ, પ્રેમ તેજ કેરો પાર.
પરમ પ્રેમ પરબ્રહ્મ.
આત્માનો વિકાસ-પ્રેમ, જીવનપ્રકાશ-પ્રેમ,
પ્રેમ-પ્રેમ, સર્વ પ્રેમ : પ્રેમનો આ પારાવાર.
પરમ પ્રેમ પરબ્રહ્મ.

**ન્હાનાલાલ**

# અનંત વાત્સલ્ય

આપ જ આવા તો જોયા પિતા પ્રભુ !
આપ જ આવા તો જોયા !
મેં તો માનેલું કે ખોયા, પિતા પ્રભુ !
આપ જ આવા તો જોયા !

દુર્બલ, દીન, નિરાશ, બળેલો,
દૂરથી દેખી શું રોયા ? પિતા પ્રભુ !
આપ જ આવા તો જોયા !

પંકનિમગ્ન હતાં ચરણો તે !
પોતે દયાથી શું ધોયાં ? પિતા પ્રભુ !
આપ જ આવા તો જોયા !

સ્વચ્છ કરી જખમો સૌ જૂના,
લેપ લગાડીને લોહ્યા ? પિતા પ્રભુ !
આપ જ આવા તો જોયા !

મેં તો માનેલું કે ખોયા, પિતા પ્રભુ !
આપ જ આવા તો જોયા !
આપ જ આવા તો જોયા પિતા પ્રભુ !
આપ જ આવા તો જોયા !

કાન્ત

## પ્રભુપ્રાર્થના

નમું : નમું. : જગતપિતા ! નમું : નમું : નમું
દયા કરો કે સર્વદા પદાંબુજે રમું
આજ્ઞા પ્રમાણે દિલ મહીંના દ્વેષને દમું
તે હું નહિ : હું તો ભવાટવી વિષે ભમું
પાપોથી સજા થાય તે નીચે પડી ખમું
જિતાડો જગન્નાથ ! શાંતિએ પછી શમું
દુનિયામાં ભલે કોઈને હું દીન ના ગમું
તમને ગમું જો તાત ! તો ન કાંઈ તે સમું
પ્રેરો પ્રભો ! પ્રસાદ તે રાજી થઈ જમું
માગું નમી નમી આજ કે રસેશમાં રમું

**કાન્ત**



## સત્ય સનાતનને

**પદ : બિહાગ, ત્રિતાલ**

વિમલ રજત ભાસે, પૂર્ણ કરી નીલાકાશે;
ચંદ્રમા આરતિ કરે, સહસ્ર કિરણે તે સત્ય સનાતને.
અગણ્ય તારકાવલિ, ચતુર્દિશ રહે ઉજ્જ્વલી;
મંગલ કનકદીપ ગગને ગગને. વિમલ. ૧

પુષ્પોનો સુરભિ શ્વાસ, ઊઠે છે ધૂપનો વાસ,
કાનન કુસુમભાર, અરપે છે ચરણે; વિમલ. ૨

પર્વત–કંદરે જઈ શુભ શંખ બજાવી;
પવન પૂજે તેને, ચામરવ્યજને. વિમલ. ૩

* * *

જ્ઞાનનો પ્રદીપ જ્વાલી, પ્રેમની સુવાસ ઢાળી,
શતકંઠે કરું ગાન સુમધુર તાને.
તે સત્ય સનાતનને. વિમલ. ૫

ભોળાનાથ સારાભાઈ

## ભજ મન !

**રાગ કાફી – ત્રિતાલ**

ભજ મન ! દુઃખભંજન ભગવાન !
એક, અખંડ, અમર, અવિનાશી.
પ્રભુ એ પ્રેમનિધાનઃ
ભજ મન ! દુઃખભંજન ભગવાન !—(ધ્રુવ)
અણુગણુ ગુણ સાગર રહે ગાઈ,
વનવન પવન કવન રહે વાઈ
પળપળ, ક્ષણુક્ષણુ, એમ નિરંતર
કર એનાં ગુણુગાન !
ભજ મન ! દુઃખભંજન ભગવાન ! ૧
તૃષ્ણા કેરા તરલ તરંગે;
નાચી રહ્યું તું વિધવિધ રંગે;
પલકે બુજ પરપોટો ફૂટે,
નવ રહે નામનિશાનઃ
ભજ મન ! દુઃખભંજન ભગવાન ! ૨
આપ સુગંધ વિના ગુલ કેવું ?
છે પ્રભુનામ વિના મન તેવું :
ગુલ સમ પ્રભુ પ્રભુ પમર સમર તું,
રજરજ બન ગુલતાન,
ભજ મન ! દુઃખભંજન ભગવાન ! ૩

મીન રહે પાણીમાં પ્યાસી,
એવી ફોગટ છોડ ઉદાસી :
રસનાને અમીરસ દઈ એનો,
પામ અદલ રસદાન !
ભજ મન ! દુઃખભંજન ભગવાન ! ૪

**ખબરદાર**



## પ્રભુનું શરણ

અમો તો તારાં શરણ ધર્યાં
અહો ! કિરતાર !
ભોળપ ભરપૂર,
ઓછપને ઉર,
તારો એક આધાર,
અહો ! કિરતાર !
ભરચક ભવમાં
ભર વસ્તીમાં,
તારે એક દિદાર:
અહો ! કિરતાર !
અમે તો તારાં શરણ ધર્યાં :
અહો ! કિરતાર !

**લલિત**

# અમે તો પ્રભુબાલ બલવન્ત

અમે તો પ્રભુબાલ બલવન્ત !
અમારે રેલવવો આનંદ;
અમે તો પ્રભુબાલ બલવંત !

મર્દાની પાલનમાં વિકસે
અમ જીવનનાં તંત્ર;
વિકાસમાં તો વેગ ભરે કંઈ
નિર્ભયતાના મંત્ર :
અમે તો પભુબાલ બલવન્ત !

નાથતણા નિર્ભય નન્દનને
સ્વાપર્ણના સ્વચ્છંદે;
તાત સમાં તેજસ્વી વિચરીએ,
ભરીએ તેજતરંગ :
અમે તો પ્રભુબાલ બાલવન્ત !

ઉજાળીએ રસસુગન્ધ વધવા
વસુંધરાનાં રત્ન;
પ્રાણરસાયન પ્રસારીએ
રચી અમ ચેતનને રંધ્ર !
અમે તો પ્રભુબાલ બલવન્ત !

અમારે રેલવાનો આનંદ;
અમે તો પ્રભુબાલ બલવન્ત !

લલિત



## માબાપની સેવા

સગુણ એ બ્રહ્મ સમાં સાકાર
નમું મુજ માતતાતને પાય;
જનનીજનકનાં ચરણશરણમાં
જન્મ મરણભય જાય :
નમું મુજ માતતાતને પાય.

**લલિત**



**બિહાગ—દાદરા**

કિજે નાથ હમારે હૃદય, કુંજ મેં વિહાર,
રહિયે સદા સાથ પ્યારે, પ્રાણપતિ પ્રાણાધાર–ટેક.
બૈઠ પ્રેમતટિની તીરે, આનન્દઅશ્રુ નયન ભરે,
તુમ્હારે ચરણ ધોએં, પ્યારે, ઐસે ભાગ્ય કહાં હમાર. ૧
મિલ મનોવૃતિ બાલા. બનાએં ભક્તિપુષ્પમાલા,
તુમ્હારે કંઠમેં ધરેં, કરે પૂજા ઉપહાર. ૨
તુમ્હારે નિવાસસેં, હૃદય શૂન્ય બન જૈસે,
બને હૈ નન્દન બાગ સ્વર્ગીય મનોહર.



**રાગ—તોડી**

પ્રીતિ પ્રભૂ સે જોડ રે મન, પ્રીતિ પ્રભૂ સે જોડ—ટેક
કોઈ બિના હરિ મીત નહીં હૈ, ના મુખ ઉન સે મોડ ૧
સુફલિત જીવન પૂર્ણ મનોરથ હોવત કહાં હૈ ઓર ૨
અમૃતસરૂપ જગત બિહારી, સંકટ કાટેં તોર, ૩
આય બસે પ્રભુ ભીતર તેરે, પકડ ઉન કે ગોડ ૪



### સિંધુખમાજ—એકતાલ

ગાઓરે આનંદે સબે "જય બ્રહ્મ જય"—ટેક
અનંત બ્રહ્માંડ તીરે ગાઈએ અનંત સ્વરે,
ગાય કોટી ચંદ્રતારા "જય બ્રહ્મ જય" ૧
જય સત્ય સનાતન, જય જગતકારણ,
જ્ઞાનમય વિશ્વાધાર વિશ્વપતિ જય ૨
અચ્યુત આનંદધામ, પ્રેમસિંધુ પ્રાણારામ,
જય શિવ સિદ્ધિદાતા મંગલ આલય.



### રાગિણીખમાજ—ચૌતાલ

ગાઓરે પ્રભુ હી કા નામ, રચા જિસને વિશ્વધામ,
દયા કા જાં કે નહિ વિરામ, ઝરે અવિરત ધારે. ટેક
જ્યોતિ જાં કી ગગને, કીર્તિ ભાંતિ અતુલ ભુવને,
પ્રીતિ જાં કી પુષ્પિત બને કુસુમિત બન સારે ૧
જાં કા નામ પારસરત્ન, પાપીહૃદય–તાપહરણ,
પ્રસાદ જાં કા શાન્તિરૂપ, ભક્ત મન મન જાંગે ૨
અન્તહીન નિર્વિકાર મહિમા જાં કી હૈ અપાર,
જીસ કી શક્તિ વર્ણન સેં બુદ્ધિ બચન હારે. ૩



### રાગ ભીમપલાસ—આડ ચોતાલ

ધન્ય તૂ કર્ત્તાર મેરા ધન્ય તૂ જગદીશ્વરા,
ધન્ય હૈ કૃપા યહ તેરી ધન્ય તૂ પરમેશ્વરા—ટેક
ધન્ય સૃષ્ટિકર્તા હૈ તૂ, કૌન મહિમા ગા સકે,
વ્યાપ્ત હૈ તૂ જગત માંહી, ગુણ ન તેરે ગા સકે.



## કીર્તન

કૈસે દયાલ હો પ્રભુજી, કૈસે કૃપાલ હો.
પ્રેમભક્તિભરિત હમારા, ધન્યવાદ હો—ટેક.
યહ સુંદર સૃષ્ટિમેં સદા સંગીસાથી હો,
દે ખાનપાનવસ્ત્ર આનંદ કરાતે હો. ૧
દે શક્તિ સબ પ્રકાર, નિત નયા બનાતે હો,
કામધામ અટલ નામ ખૂબ સીખાતે હો. ૨
કૃતાંજલિ કર સે હતજ્ઞ હૃદય હો;
બાર બાર નમસ્કાર હમારા, તુઝકો હો. ૩



## કાફી

તેરા મકાન આલા, જીતે કિથે વસીં બિ તું ટેક
ચલો તો આસ્માન દેખું, આગા હલી પસું,
આસ્માન ભિડો હી તારા, તારન જો ચંદ બિ તું. ૧
ચલો તો બાજાર દેખું, આગા હલી પસું,
બાજાર ભિડોહી આદમ, આદમ જો દમ બિ તું. ૨
ચલો તો મંદિર દેખું, આગા હલી પસું,
મંદિર ભિડો હી મૂરત, મૂરત જી સૂરત બિ તું. ૩
ચલો તો દરિયા દેખું આગા હલી પસું,
દરીઆ ભિડો હી લહરીયું લહરીન જો લાલ બિ તું. ૪
ચલો તો કિસ્તી દેખું આગા હલી પસું,
કિસ્તી મેં રહે થો રાહેબ રાહેબ જો રબ બિ તું ૫

## પ્રભુ અપરંપારા

પ્રભુ કૈસા હૈ અપરંપારા, જગ બનાયા સુખ ભંડારા–ટેક
જીનકે ગુન રવિ સકારે શશિ વાયુ અગ્નિ સિતારે,

ષટ ઋતુ ઔર બન સારે, ગા ગાકે નેતિ પુકારે;
ગએ ગુઝર અનન્ત મહંત યોગી સુર સંત અન્ત ન નિકારા. ૧
જલ ઔર જમીન બનાકે આસ્માન અધર લટકાકે,
બિચ બિચ મેં તાર લગાકે, સબ નિયમિત રહે ચલાકે;
કઈ કોટિ કોસસે દૂર, ચમક રહા નૂર હુકુમ કે દ્વારા. ૨
કયા અદ્દભુત ખેલ બનાયા, પથ્થર સે પાની બહાયા,
કાંટોમેં ફૂલ સમાયા, લકડી સે ફલ ઉપજાયા;
કુદરત સે માનવ જૈસે, પુતલે કૈસે, બનાયે હજારા. ૩
પુતલે કે દેખો તનકો, દયા દી તાકાત નૈનન કો.
જીવ્હા નાસિકા શ્રવણ કો દી વિચારશક્તિ મન કો;
ચલ રહે અગ્નિરથ તાર, બલુન ખગ પાર, જીનકે આધારા. ૪
પૃથ્વી યદિ પત્ર બનાવેં, સાગર દવાત હો જાવેં,
બન વૃક્ષકી કલમ ચલાવે, ગુન લિખતે પાર ન પાવે,
સબ હો કર રોમ ઝવાન કરેં યદિ ગાન, ન લગે સુમારા. ૫



### રાગ જિલ્હા પીલુ—દીપચન્દી

પ્રભુ મૈં તુમ પર તન મન વારૂં—ટેક
તુમરી મરજી મેં મેરી મરજી, નિજ ઇચ્છા કો મારૂં,
દુનિયા ઇધર કી ઉધર હો જાવે, તુમકો મૈં ન વિસારૂં. ૧
કૈસા હી બડા પ્રલોભન આવે, મૈં બાજી નહીં હારૂં,
ભીતર બાહિર રૂક જો હોવે, ઇક ઇક કરકે મારૂં. ૨
ગર દુનિયાં હો ગરિત સારી મુખ ઉજ્જવલ ન બિગાડૂં,
ઓરોં કી હો પહૂંચ સે ઉપર, જય જય બ્રહ્મ પુકારૂં. ૩
સત્ય ધર્મ કી અજમત ફૈલે, ઉસી કી જય ઉચ્ચારૂં,
તબ ઇચ્છા મેં કૈસા આનન્દ પલ પલ ઉસે વિચારૂં. ૪



## ભૈરવી

રામ બિના કો નાહીં રે, સાધો, રામ બિના કો નાહીં,
આગે રામા, પાછે રામા, રામા બોલે માંહી—ટેક
ઉત્તર રામા, દખ્ખન રામા, પૂરબ પછમ રામા,
સ્વર્ગ પાતાલ મહિથલ રામા, રામ સગલ બિસરામા. ૧
ઊઠત રામા બૈઠત રામા, સોવત જાગત રામા,
રામ બિના કો ઔર ન દીસે, સગલ રામ કો કામા. ૨
કહત કબીરા રામ કે પરસે, આપા ઠહર ન પાવે,
એક રામ મિલ ભજે નિરંતર, એક રામ મિલ ગાવે. ૩



## રાગ દેશ મલ્લાર

નમિ પ્રભુ તવ ચરણે, કૃપાનિધાનં કૃપાનિધાનં,
ત્રિલોકતારણ લજ્જાનિવારણ, ભયદુ:ખનાશન ત્રાણ કરો હે—ટેક.
જીવનવલ્લભ, દર્શનદુર્લભ, તુમિ તરે આકુલ પ્રાણ આમારો.
રક્ષા કરો હે, કરુણાસાગર, બિંદુ કૃપા તવ દાઓ આમારે. ૧



## રામ રતન

રામ રતન મૈં પાયો મેરી માઈ—રામ—ટેક.
ખરચે ન ખૂટે ચોર ન લૂટે, દિન દિન હોત સવાયો—મેરી માઈ
અગ્નિ ન જાલે, નીર ન ડૂબે, ધરતી ધરે ન સમાયો—મેરી માઈ
નાંવ કી નાવો ભજન કી બતિયાં, ભવસાગરસે તારિયો—મેરી માઈ
મીરા કે પ્રભુ ગિરધર નાગર, ચરણ કમલ ચિત્ત લાયો—મેરી માઈ



### રાગ આસા—કવાલી

જો તુમ તોડો પ્રભુ મૈં નહિં તોડું,
તોરી પ્રીત તોડી પ્રભુ, કૌન સંગ જોડું—ટેક.

તુમ ભયે તરુવર મૈં ભઈ પંખિયા,
તુમ ભયે સરવર મૈં તેરી મછીયાં. ૧

તુમ ભયે ગિરિવર, મૈં ભઈ ચારા,
તુમ ભયે ચંદા, હમ ભયે ચકોરા. ૨

તુમ ભયે મોતી પ્રભુ હમ ભયે ધાગા,
તુમ ભયે સોના, હમ ભયે સુહાગા. ૩

બાઈ મીરાં કે પ્રભુ વ્રજ કે વાસી,
તુમ મેરે ઠાકુર મૈં તેરી દાસી. ૪



### રાગ દેસ—દાદરા

તૂ દયાલ દીન હૌં તૂ દાનિ હૌં ભિખારી,
હૌં પ્રસિદ્ધ પાતકી, તૂ પાપપુંજહારી. ૧

નાથ તૂ અનાથ કો અનાથ કૌન મોસોં,
મો સમાન આરત નહિં, આરતહર તોસો. ૨

બ્રહ્મ તૂ, હૌં જીવ તૂ ઠાકુર, હૌં ચેરો,
તાત માત ગુરુ સખા તૂ સબ બિધિ હિત મેરો. ૩

તોહિં મોહિં નાતે અનેક માનિયે જો ભાવે,
જ્યોં ત્યોં તુલસી હે કૃપાલ ચરન–સરન પાવે. ૪



### રાગ પિલુ—તીન તાલ

રઘુવીર તુમકો મેરી લાજ
સદા સદા મૈં સરન તિહારી તુમ બડે ગરીબનવાજ. ૧
પતિતઉધારન બિરુદ તિહારો સ્રવણન સુની અવાજ. ૨
હૌં તો પતિત પુરાતન કહિયે પાર ઉતારો જહાજ. ૩
અઘ–ખંડન દુઃખ–ભંજન જન કે યહી તિહારો કાજ. ૪
**તુલસીદાસ** પર કિરપા કરિયે ભક્તિ–દાન દેહુ આજ. ૫



### રાગ આસા—તાલ દાદરા

દીનન–દુઃખ–હરન દેવ સન્તનહિતકારી ધ્રુ૦
અજામીલ ગીધ વ્યાધ, ઇનમેં કહો કૌન સાધ.
પંછી કો પદ પઢાત, ગણિકા સી તારી. ૧
ધ્રુવકે સિર છત્ર દેત પ્રહ્લાદ કો ઉબાર લેત,
ભક્ત હેત બાંધ્યો સેત લંક–પુરી જારી. ૨
તંદુલ દેત રીઝ જાત, સાગ–પાત સોં આઘાત,
ગિનત નહીં જૂઠે ફલ ખાટે મીઠે ખારી. ૩
ગજકો જબ ગ્રાહ ગ્રસ્યો, દુઃશાસન ચીર ખસ્યો,
સભા બિચ કૃષ્ણ કૃષ્ણ દ્રૌપદી પુકારી. ૪
ઇતને હરિ આય ગયે, બસનન આરૂઢ ભયે,
**સુરદાસ** દ્વારે ઠાઢો આંધરો ભિખારી. ૫



### રાગ ભૈરવી—તીન તાલ

સુનેરી મૈંને નિર્બલ કે બલ રામ
પિછલી સાખ અરૂ સંતન કી આડે સંવારે કામ ટેક૦

જબલગ ગજ બલ અપનો બરત્યો નેક સરો નહિ કામ
નિર્બલ હોય બલ રામ પુકારો આયે આ નામ. ૧
દ્રુપદ સુતા નિર્બલ ભઈ તા દિન ગહલાયે નિજ ધામ,
દુઃશાસન કી ભુજા થકિત ભઈ વસનરૂપ ભયે શ્યામ. ૨
અપબલ તપબલ ઔર બાહુબલ ચૌથા હૈ બલ દામ,
**સુર** કિશોર કૃપા સે સબ બલ હારેકો હર નામ. ૩

## રાગ કાફી—દીપચંદી

અબ કી ટેક હમારી, લાજ રાખો ગિરિધારી ટેક.
**જૈસી** લાજ રાખી અર્જુન કી ભારત યુદ્ધ મંઝારી
સારથિ હોકે રથ કો હાંકો ચક્રસુદર્શનધારી
ભક્તન કી ટેક ન ટારી ૧
**જૈસી** લાજ રાખી દ્રૌપદી કી હોને ન દીનિ ઉઘારી
ખેંચત ખેંચત દો ભુજ થાકે દુઃશાસન પચહારી,
ચિર બઢાયો મુરારી. ૨
**સુરદાસ** કી લાજ રાખો અબ કો હૈ રખવારી
રાધે રાધે શ્રીવર પ્યારો શ્રીવૃષભાન દુલારી
શરણ તક આયો તુમ્હારી ૩

## રાગ કાનડા—દીપચંદી

અંતરકા પટ ખોલ રે તોહે રામ મિલેંગે
ઘટ ઘટ રમતા રામ રમૈયા
કટુક વચન મત બોલ—તોહે૦ ૧
રંગ મહલ મેં દીપ બરત હૈ
આસનસે મત ડોલ રે—તોહે૦ ૨
કહત **કબીર** સુનો ભાઇ સાધુ અનહત બાજત ઢોલ રે—તોહે૦ ૩

## રાગ કેદાર—તીન તાલ

તૂ તો રામ સુમર જગ લડવા દે ટેક૦
કોરા કાગજ કાલી શાઇ, લિખત પઢત વાકો પઢવા દે. ૧
હાથી ચલત હૈ અપની ગત મેં કૂતર ભૂકત વાકો ભૂકવા દે. ૨
કહત કબીર સુનો ભાઈ સાધુ નરક પચત વાકો પચવા દે. ૩



## રાગ હમીર—તીન તાલ

ગુરુ બિન કોન બતાવે બાટ, બડા બિકટ યમઘાટ. ટેક૦
ભ્રાંતિ કી પહાડી નદિયાં બિચમેં અહંકાર કી લાટ ૧
મદમત્સર કા મેહ બરસત માયા પવન બહે દાટ ૨
કહત કબીરા સુનો ભાઈ સાધો ક્યોં તરના યહ ઘાટ ૩



## રાગ મલ્લાર—તીન તાલ

સાધો મન કા માન ત્યાગો......
કામ. ક્રોધ, સંગત દુર્જનકી તાતે અહનિસ ભાગે—ટેક૦
સુખદુઃખ દોનોં સમકર જાનો ઔર માન અપમાના
હર્ષ-શોક તે રં અતીના તિન જગતત્ત્વ પિછાના ૧
અસ્તુતિ નિંદા દોઉં ત્યાગે ખોજે પદ નિરબાના
જનક નાનક યહ ખેલ કઠિન હૈ કોઉ ગુરુમુખ જાના ૨



## રાગ બિહાર —તીન તાલ

નામ જપન ક્યોં છોડ દિયા ?
ક્રોધ ન છોડા જૂઠ ન છોડા,
સત્યવચન ક્યોં છોડ દિયા ? ટેક૦

ઝૂઠે જગ મેં દિલ લલચા કર
　　અસલ વતન ક્યોં છોડ દિયા ? 　૧
કૌડી કો તો ખૂબ સમાલા
　　લાલ રતન ક્યોં છોડ દિયા ? 　૨
જિન સુમિરનતે અતિ સુખ પાવે
　　તિન સુમિરન ક્યોં છોડ દિયા ?
ખાલસ ઇક ભગવાન ભરોસે
　　તન, મન, ધન ક્યોં ન છોડ દિયા ? ૩



### રાગ ભૈરવી—તીન તાલ

હે જગત્રાતા, વિશ્વ-વિધાતા.
　　હે સુખ-શાન્તિનિકેતન હે !
પ્રેમ કે સિંધો દીન કે બંધો,
　　દુઃખ-દરિદ્ર-વિનાશન હે ! ટેક૦
નિત્ય, અખણ્ડ, અનંત, અનાદિ,
　　પૂરણ બ્રહ્મ, સનાતન હે !
જગ-આશ્રય, જગપતિ, જગવંદન,
　　અનુપમ, અલખ, નિરંજન હે !
પ્રાણસખા, ત્રિભુવનપતિ, પાલક,
　　જીવન કે અવલમ્બન હે ! 　૧



### રાગ કાફી—તીન તાલ

સંત પરમ હિતકારી; જગત માંહી—ટેક.
પ્રભુપદ પ્રગટ કરાવત પ્રીતિ, ભરમ મિટાવત ભારી 　૧
પરમ કૃપાલુ સકલ જીવન પર, હરિ સમ સબ દુઃખહારી 　૨

ત્રિગુણાતીત ફિરત તન ત્યાગી, રીત જગત સે ન્યારી ૩
બ્રહ્માનંદ સંતન કી સોબત, મિલત હૈ પ્રગટ મુરારિ ૪



### રાગ સારંગ—તીન તાલ

દરશન દેના પ્રાનપિયારે!
નંદલાલા મેરે નૈનો કે તારે—ટેક.
દીનાનાથ દયાલ સકલગુણ
નવકિશોર સુંદર મુખવારે ૧
મનમોહન મન રુકત ન રોક્યો
દરશન કી ચિત્ત ચાહ હમારે ૨
રસિક ખુશાલ મિલન કી આશા
નિશદિન સુમરન ધ્યાન લગારે ૩



### રાગ કેદાર—તીન તાલ

મોરે લાગી લટક ગુરુ-ચરનન કી—ટેક.
ચરન બિના મુઝે કછુ નહીં ભાવે,
ઝૂઠ માયા સબ સપનન કી ૧
ભવસાગર સબ સૂખ ગયા હૈ,
ફિકર નહીં મુઝે તરનન કી ૨
મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર!
ઊલટ ભઈ મોરે નયનન કી. ૩



### રાગ ખમાજ—ઘુમાળી

વૈષ્ણવ જન તો તેને કહીએ જે પીડ પરાઈ જાણે રે
પરદુઃખે ઉપકાર કરે તો યે, મન અભિમાન ન આણે રે

સકળ લોકમાં સહુને વંદે, નિંદા ન કરે કેની રે
વાચ, કાચ, મન નિશ્ચલ રાખે, ધનધન જનની તેની રે
સમદૃષ્ટિ ને તૃષ્ણાત્યાગી, પરસ્ત્રી જેને માત રે
જીહ્વા થકી અસત્ય ન બોલે, પરધન નવ ઝાલે હાથ રે
મોહ માયા વ્યાપે નહિ જેને, દૃઢ વૈરાગ્ય જેના મનમાં રે
રામનામ શું તાળી લાગી, સકળ તીરથ તેના તનમાં રે
વણલોભી ને કપટરહિત છે, કામ ક્રોધ નિવાર્યા રે
ભણે નરસૈંયો તેનું દર્શન કરતાં, કુળ એકોતર તાર્યાં રે.



**રાગ આશા માંડ—ઝપતાલ**

અખિલ બ્રહ્માંડમાં એક તું શ્રીહરિ
જૂજવે રૂપે અનંત ભાસે.
દેહમાં દેવ તું, તેજમાં તત્ત્વ તું,
શૂન્યમાં શબ્દ થઇ વેદ ભાસે ૧
પવન તું, પાણી તું, ભૂમિ તું ભૂધરા !
વૃક્ષ થઈ ફૂલી રહ્યો આકાશે !
વિવિધ રચના કરી અનેક રસ લાવીને
શિવ થકી જીવ થયો એ જ આશે ૨
વેદ તો એમ વદે શ્રુતિ સ્મૃતિ સાખ દે,
કનક કુણ્ડલ વિષે ભેદ ન્હોયે
ઘાટ ઘડયા પછી નામરૂપ જૂજવાં
અંતે તો હેમનું હેમ હોયે.
વૃક્ષમાં બીજ તું, બીજમાં વૃક્ષ તું,
જોઉં પટંતરો એ જ પાસે;
ભણે નરસૈંયો એ મન તણી શોધના
પ્રીત કરું પ્રેમથી પ્રગટ થાશે. ૪



### રાગ આસામાંડ—ઝપ તાલ

જે ગમે જગતગુરુ દેવ જગદીશને
તે તણો ખરખરો ફોક કરવો
આપણો ચિંતવ્યો અર્થ કાંઈ નવ સરે
ઊગરે એક ઉદ્વેગ ધરવો! ૧
હું કરું, હું કરું, એ જ અજ્ઞાનતા
શકટનો ભાર જેમ શ્વાન તાણે;
સૃષ્ટિમંડાણ છે સર્વ એણી પેરે
જોગી જોગેશ્વરા કોઈક જાણે! ૨
નીપજે નરથી તો કોઈ ના રહે દુ:ખી
શત્રુ મારીને સૌ મિત્ર રાખે;
રાય ને રંક કોઈ દૃષ્ટે આવે નહિ,
ભવન પર ભવન પર છત્ર દાખે! ૩



### રાગ ઝાયા ખમાજ—તીન તાલ

હરિનો મારગ છે શૂરાનો, નહિ કાયરનું કામ જો ને
પરથમપહેલું મસ્તક મૂકી વળતી લેવું નામ જો ને—ટેક૦
સુત વિત્ત દારા શીશ સમરપે, તે પામે રસ પીવા જો ને
સિંધુ મધ્યે મોતી લેવા માંહી પડયા મરજીવા જો ને ૧
મરણ આગમે તે ભરે મૂઠી. દિલની દુગ્ધા વામે જો ને
તીરે ઊભા જુએ તમાશો, તે કોડી નવ પામે જો ને ૨
પ્રેમપંથ પાવકની જ્વાળા, ભાળી પાછા ભાગે જો ને
માંહી પડયા તે મહાસુખ માણે, દેખનારા દાઝે જો ને ૩
માથા સાટે મોંઘી વસ્તુ, સાંપડવી નહિ સ્હેલ જો ને
મહાપદ પામ્યા તે મરજીવા, મૂકી મનનો મેલ જો ને ૪

રામઅમલમાં રાતામાતા, પૂરા પ્રેમી પરખે જોને
પ્રીતમના સ્વામીની લીલા તે રજનીદિન નરખે જોને ૫



ગરબી

રે શિર સાટે નટવરને વરીએ
રે પાછું તે ડગલું નવ ભરીએ—ટેક.
રે અન્તર દૃષ્ટિ કરી ખોળ્યું, રે ડહાપણ ઝાઝું નવ ડોળ્યું
એ હરિ સારુ માથું ઘોળ્યું ૧
રે સમજ્યા વિના નવ નીસરીએ, રે રણમધ્યે જઈને નવ ડરીએ
ત્યાં મુખ પાણી રાખી મરીએ ૨
રે પ્રથમ ચડે શૂરો થઈને, રે ભાગે પાછો રણમાં જઈને
તે શું જીવે ભૂંડું મુખ લઈને ૩
રે પહેલું જ મનમાં ત્રેવડીએ, રે હોડેહોડે જુદ્ધે નવ ચડીએ
રે જો ચડીએ તો કટકા થઈ પડીએ ૪
રે રંગ સહિત હરિને રટિએ રે, હાક વાગ્યે પાછા નવ હટીએ
બ્રહ્માનંદ કહે ત્યાં મરી મટીએ ૫



રાગ બાગેશ્રી-તાલ ધમાર અગર તેવરા

દીનાનાથ દયાળ નટવર, હાથ મારો મૂકશો મા
હાથ મારો મૂકશો મા, હાથ મારો મૂકશો મા—ટેક.
આ મહા ભવસાગરે ભગવાન હું ભૂલો પડ્યો છું
ચૌદલોકનિવાસી, ચપલાકાન્ત! આ તક ચૂકશો મા. ૧
ઓથ ઈશ્વર આપની, સાધન વિષે સમજું નહિ હું
પ્રાણપાલક! પોત જોઈ શંખ આખર ફૂંકશો મા ૨

માત, તાત, સગાં, સહોદર, જે કહું તે આપ મારે
હે કૃપામૃતના સરોવર! દાસ સારુ સૂકશો મા ૩
શરણ કેશવલાલનું છે, ચરણ હે હરિરામ તારું
અખિલનાયક! આ સમય, ખોટે મસે પણ ખૂટશો મા ૪



### રાગ છાયા—ખમાચ તીન તાલ

મારી નાડ તમારે હાથે હરિ સંભાળજો રે
મુજને પોતાનો જાણીને પ્રભુ પદ પાળજો રે ધ્રુ૦
પથ્યાપથ્ય નથી સમજાતું, દુઃખ સદૈવ રહે ઊભરાતું
મને હશે શું થાતું, નાથ નિહાળજો રે— ૧
અનાદિ આપ વૈદ્ય છો સાચા, કોઈ ઉપાય વિષે નહિ કાચા
દિવસ રહ્યા છે ટાંચા, વેળા વાળજો રે— ૨
વિશ્વેશ્વર શું હજી વિસારો? બાજી હાથ છતાં કાં હારો?
મહા મૂંઝારો મારો, નટવર ટાળજો રે— ૩
કેશવ હરિ મારું શું થાશે, ઘાણ વળ્યો શું ગઢ ઘેરાશે
લાજ તમારી જાશે, ભૂધર, ભાળજો રે— ૪



### રાગ ભૈરવી-તીન તાલ

મંગલ મંદિર ખોલો
દયામય! મંગલ મંદિર ખોલો ટેક૦
જીવનવન અતિ વેગે વટાવ્યું
દ્વાર ઊભો શિશુ ભોળો,
તિમિર ગયું ને જ્યોતિ પ્રકાશ્યો
શિશુને ઉરમાં લ્યો, લ્યો. ૧
નામ મધુર તવ રટ્યો નિરંતર

શિશુસહ પ્રેમે બોલો
દિવ્ય તૃષાતુર આવ્યો બાલક
પ્રેમઅમીરસ ઢોળો ૨



**રાગ માડ-તાલ દાદરા**

પ્રેમળજ્યોતિ તારો દાખવી
મુજ જીવનપન્થ ઉજાળ
દૂર પડ્યો નિજ ધામથી હું ને ઘેરે ઘન અંધાર
માર્ગ સૂઝે નવ ઘોર રજનીમાં, નિજ શિશુને સંભાળ
મારો જીવનપન્થ ઉજાળ ૧
ડગમગતો પગ રાખ તું સ્થિર મુજ દૂર નજર છો ન જાય
દૂર માર્ગ જોવા લોભ લગીર ન, એક ડગલું બસ થાય
મારે એક ડગલું બસ થાય. ૨
આજ લગી રહ્યો ગર્વમાં હું ને માગી મદદ ન લગાર
આપબળે માર્ગ જોઈને ચાલવા હામ ધરી મૂઢ બાળ
હવે માગું તુજ આધાર ૩
ભભકભર્યાં ચિહ્નોથી હું લોભાયો ને ભય છતાં ધર્યો ગર્વ
વીત્યાં વર્ષોને લોપ સ્મરણથી સ્ખલન થયાં જે સર્વ
મારે આજ થકી નવું પર્વ ૪
તારા પ્રભાવે નિભાવ્યો મને પ્રભુ, આજ લગી પ્રેમભેર
નિશ્ચે મને તે સ્થિર પગલથી ચલવી પહોંચાડશે ઘેર
દાખવી પ્રેમળજ્યોતિની સેર ૫
કર્દમભૂમિ કળણભરેલી ને ગિરિવર કેરી કરાડ,
ધસમસતા જળકેરા પ્રવાહો, સર્વ વટાવી કૃપાળ
મને પહોંચાડશે નિજ દ્વાર ૬
રજની જશે ને પ્રભાત ઊજળશે ને સ્મિત કરશે પ્રેમાળ

દિવ્યગણોનાં વદન મનોહર મારે હૃદય વસ્યાં ચિરકાળ
જે મેં ખોયાં હતાં ક્ષણ વાર ૭

## ગરબી

મારાં નયણાંની આળસ રે, ન નીરખ્યા હરિને જરી
એક મટકું ન માંડયું રે, ન ઠરિયાં ઝાંખી કરી. ૧
શોકમોહના અગ્નિ રે, તપે તેમાં તપ્ત થયાં
નથી દેવનાં દર્શન રે, કાંધાં તેમાં રક્ત રહ્યાં. ૨
પ્રભુ સઘળે બિરાજે રે, સૃજનમાં સભર ભર્યા
નથી અણુ પણ ખાલી રે, ચરાચરમાંહિ ભળ્યા. ૩
નાથ ગગનના જેવા રે, સદા મને છાઈ રહે
નાથ વાયુની પેઠે રે, સદા મુજ ઉરમાં વહે. ૪
જરા ઊઘડે આંખલડી રે, તો સંમુખ તેહ તદા
બ્રહ્મબ્રહ્માંડ અળગાં રે, ઘડી યે ન થાય કદા. ૫
પણ પૃથ્વીનાં પડળો રે, શી ગમ તેને ચેતનની
જીવે સો વર્ષ ઘૂવડ રે, ન ગમ તો યે કંઈ દિનની. ૬
સ્વામી સાગર સરિખા રે, નજરમાં ન માય કદી
જીભ થાકીને વિરમે રે, વિરાટ વિરાટ વદી. ૭
પેલાં દિવ્ય લોચનિયાં રે, પ્રભુ, કયારે ઊઘડશે
આવાં ઘોર અંધારાં રે, પ્રભુ, કયારે ઊતરશે. ૮
નાથ એટલી અરજી રે, ઉપાડો જડ પડદા
નેનાં નીરખો ઊંડેરું રે, હરિવર દરસે સદા. ૯
આંખ આળસ છાંડો રે, ઠરો એક ઝાંખી કરી
એક મટકું તો માંડો રે, હૃદય ભરી નીરખો હરિ. ૧૦



### રાગ આસાવરી-દ્રુત એક તાલ

અન્તર મમ વિકસિત કરો અન્તરતર હે,
નિર્મળ કરો, ઉજ્જવલ કરો, સુંદર કરો હે—અન્તર.
જાગૃત કરો, ઉદ્યત કરો, નિર્ભય કરો હે
મંગલ કરો, નિરલસ નિઃસંશય કરો હે—અ૦
યુક્ત કરો હે સબાર સંગે મુક્ત કરો હે બંધ
સંચાર કરો સકલ કર્મે શાન્ત તોમાર છંદ—અ૦
ચરણપદ્મે મમ ચિત્ત નિષ્પંદિત કરો હે
નંદિત કરો નંદિત કરો નંદિત હે—અ૦



### રાગ—ભીમ પલાસી

અહો ! તુમિ બંધુ, તુમિ નાથ,
નિશદિન તુમિ આમાર !
તુમિ સુખ, તુમિ શાન્તિ,
તુમિ હે ! અમૃત પાથાર ટેક.
તુમિ તો આનન્દલોક,
જુડાવો પ્રાણ નાશો શોક;
તાપહરન તોમાર ચરન
અસીમ શરન દીન જનાર. ૧



## સુંદર શિવ

સુંદર શિવ મંગલ ગુણ ગાઉં ઈશ્વરા,
વિભુવર ભવભયહારક,
નમું મહેશ્વરા—સુંદર૦

મધુર કુસુમ વિષે રમે ગન્ધ સુંદરા,
કૌમુદી મુદપ્રદા, ઉષા મનોહરા,
મૃદુલકણ્ઠ, કોકિલરવ, શ્રવણસુખકરા;-
સહુમાં વસતી, હસતી પ્રતિફલિતા-શી લલિતા-સુંદરતા-
તુજ જગદ્ધરા-સુંદર૦ ૧

વિપ્રલમ્ભી વિષયમોહિની મધુસ્વરા,
દિવ્યધામપન્થ જતાં આવી વિષધરા,
વિપથ દોરવા મથે, અહો દયાકરા !
ક્ષણ તે, હૃદયે, બળ દે, કર ધરી આ-પરિહરવા-મધુરરવા-
મોહિનીસુરા—સુંદર૦ ૨

વિમલ સાધુહૃદય વિષે વિપદજલધરા,
વ્યાપી દમે સત્યદષ્ટિ ઘન તિમિરકરા,
તે સમે વિશુદ્ધ પ્રેરી જ્ઞાનરવિકરા,
કરુણા ધરીને હરી તમને સદય મને, મન-ગગને,
શાન્તિ દે સ્થિરા—સુંદર૦ ૩



## મંગલ પ્રાર્થના

નમન નમન તનમનધનજન અન્તર્ગત ચેતનઘન !
આત્મન્ ચિરન્તન જય પરમાત્મન ! જય જય હૃદયાત્મન !
મોહ મણિધરનું કરી મર્દન,
રચ્યું તેના શિર પર આસન,
છતાં છો પ્રેમલ પ્રાણ પ્રસન્ન,
મન્દ મન્દ સ્મિત વદને નાચો થન થન થન થન થન,
આત્મન

અહો અદ્દ્ભુત તવ શાં દર્શન!
ધન્ય આ ધન્ય ધન્ય જીવન
વારી જાઉં તમ પર ઓ ભગવન્
ઉપકૃત ઉરથી કરું વન્દન, વન્દન વન્દન વન્દન!

આત્મન

## હે પ્રભુ!

હે! હે! પ્રભુ!
સુમતિ આપજો-કુમતિ કાપજો
અમ અંતરમાં નિર્મળ ભક્તિ
માતૃભૂમિની સ્થાપજો.
સત્ય, દયા, તપ, ધર્મતણું બળ
રગરગમહીં રેડી,
આત્મતણું દૃઢ વજ્રસમું બળ
સ્નેહે સ્થાપજો.
હે! હે! પ્રભુ!

## સરસ્વતી સ્તવન

વંદન માતુ સરસ્વતી તુંને
જ્યોતિર્મયી હે જગતઅંબે!
ભારતમહીં અજ્ઞાનતિમિર બહુ
નાશ કરી શુભ જ્ઞાનપ્રકાશ તું
કૃપાળી કૃપા વરસાવ તું અમ પર
નિર્મળ બુદ્ધિતણું દાન તું દે.

# માતા પિતાની આરતી

જય જય માતા પિતા (૨)
ચરણકમળ શુભ સેવું સદા ય સુખકર્તા—જય જય૦ ૧
અપાર ઉપકારો તવ નવ કદીએ ભૂલીએ (૨)
નિશદિન ધ્યાન તમારું હૃદકકમળ ધરીએ—જય જય૦ ૨
મીઠડી માતની વાણી વદન સદન સુણીએ (૨)
બા! બા! કહી બોલાવી બાથ ભીડી લઈએ—જય જય૦ ૩
સ્નેહછલકતી અમીનજર મુજ માતુ બોલાવે (૨)
પિતા પાસ બોલાવી અંકે બેસાડે—જય જય૦ ૪
ગરીબડું મીઠડું અમ ઘર મીઠી માત થકી શોભે (૨)
સદા ય પાસ જ રહેવા અમ અંતર લોભે—જય જય૦ ૫
જન્મ દઈ સહી અપાર કષ્ટો પોષણુ અમ કીધું (૨)
અમ સાટે સંસારે કીધ કુરબાન બધું—જય જય૦ ૬
"શ્રવણ" તણી શુભ ભક્તિ માતપિતા પ્રતિની (૨)
અમ હૃદયે રૂડી વસજો સદા ય ઝળહળતી—જય જય૦ ૭
તાતતણાં એ વચન જ ખાતર વન વસવું પ્યારું (ગણ્યું) (૨)
રૂડા રામ રઘુવીરે, હૃદયે સંભારું—જય જય૦ ૮
માતપિતુસમ જગમાં અમને ન અન્ય કશું (૨)
નમન નમન વળી નમીએ અમ સર્વેજ શિપુ—જય જય૦ ૯
અનન્ય ભક્તિભાવે માતપિતા સેવે (૨)
પ્રભુપદ-પ્રીતિ પામે પરમ પુરણ પદને—જય જય૦ ૧૦

# સતગુરુને ચરણે

(ધોળ)

એવા સતગુરુને ચરણે અમ શરણું સાંપડો,
જેના શ્વાસે વહેતી પ્રભુની સતત સુગંધ;
જેનાં લોચનમાં સરતાં તેજો બ્રહ્માંડનાં,
જેણે માયાને બાંધ્યા કાયાના બંધ;
એવા જગતગુરુને ચરણે અમ શરણું સાંપડો! ૧

જેણે અંગે ચોળી ભસ્મ કરી સંસારની,
જેણે કંઠે ઘાલ્યો મૃત્યુતણો મણિહાર;
જેની પાવડીએ રજ લાગી સાતે સ્વર્ગની,
જેને પગલે પડતા મોક્ષતણા ચિતાર;
એવા સતગુરુને ચરણે અમ શરણું સાંપડો! ૨

જેણે જીત્યા છે કિલ્લા કાયાના કોટિધા,
જેણે જીત્યા વાયુબાંધ્યા મનના મહેલ;
જીતીને જિતાડી જાણે જે પરમાત્મને,
હીરા ઝળકાવે પથ્થરને પાડી પહેલ;
એવા સતગુરુને ચરણે અમ શરણું સાંપડો! ૩

જેની ઉરગંગામાં અમૃત નિર્મળ નેહનાં,
જેનો મુખસાગર ગરજે પળપળ પ્રભુગાન;
જેનો આત્મા આતસ જેવો પાક ધગે સદા,
જેનું જીવન રંક, પરંતુ વિચાર મહાન;
એવા સતગુરુને ચરણે અમ શરણું સાંપડો! ૪

ધારે ત્યારે દેવ ઉતારી દે જે સ્વર્ગથી,
    ધારે ત્યારે માનવ મર્ત્ય ચઢાવે સ્વર્ગ;
એવા સતગુરુનો અદ્‌ભુત પારસમણિસ્પર્શ હો,
    ફૂટો અમ મટ્ટીમાં પ્રભુજ્યોતિનાં ભર્ગ!
        એવા સતગુરુને ચરણે અમ શરણું સાંપડો! ૫



## રામ તૂંહિ રામ તૂંહિ

જાતકહોણાંકેરી જાત, રામ તૂંહિ તૂંહિ!
નાથગ્હોણાંકેરો નાથ, રામ તૂહિ તૂંહિ!
ગતિગ્હોણાંકરી ગતિ, રામ તૂહિ તૂંહિ!
પતિત કેરો પાવન પતિ, રામ તૂંહિ તૂંહિ!
નેણાં કેરું નમણું નૂર, રામ તૂંહિ તૂંહિ!
રસના કેરું રસપૂર, રામ તૂંહિ તૂંહિ!
સોના કેરો મોંઘો હાર, રામ તૂંહિ તૂંહિ!
જીવનો જૂનો જોડીદાર, રામ તૂંહિ તૂંહિ!
રૂપરૂપનો ભંડાર, રામ તૂંહિ તૂંહિ!
વાણી મીઠી મનોહર, રામ તૂંહિ તૂંહિ!
સુખ સાચું ને વળી સ્થિર રામ તૂંહિ તૂંહિ!
મરમો કેરી પ્યારી પીડ, રામ તૂંહિ તૂંહિ!
મારું ભિખારીનું ધન, રામ તૂંહિ તૂંહિ!
મારું મૂંગાનું વચન, રામ તૂંહિ તૂંહિ!
જન્મ્યાકાળનો હીંદોળો, રામ તૂંહિ તૂંહિ!
મરવા કાજે શીતળ ખોળો, રામ તૂંહિ તૂંહિ!



**રાગ ભૈરવ–તાલ ત્રિતાલ**

જાગો મોહન પ્યારે...
સાંવરી સૂરત મોરે મન હી ભાવે
સુંદરસ્યામ હમારે......જાગો મોહન

પ્રાત:સમય ઊઠ ભાનૂદય ભયો
ગ્વાલબાલ સબ આયે ભૂપત
તુમરે દરશ કે ભૂખેપ્યાસે ?
ઊઠી ઊઠી નંદકિશોર...........જાગો મોહન



## બાળ પ્રાર્થના

**( રાગ કાલિંગડો—તાલ હીંચ)**

ઓ પ્રભુ ! ઝાંખજો, મુજને સદાય પાસ રાખજો !
હજો મારા ઉતારા, ન ન્યારા થજો !–પ્રભુ !
હશે આ સૂર્ય, ચંદ્ર, તારકો તારા સદાના;
હશે ઉર ઘેરતા તુજ બ્રહ્મકિનારા સદાના:
હશે ખીલતા અમર વસંતના ક્યારા સદાના.
હશે ત્યાં સ્વર્ગના આનંદઓવારા ...
અરે આ બાળવિણ સૌ લાગશે ખારા સદાના !
દગ નાખજો, દયા નાખજો, જરી ભાખજો, !—
ઓ પ્રભુ ! ઝાંખજો, મુજને સદાય પાસ રાખજો !



# પાંખડી

## ( લાવણી )

મારો કર ધર ની !
ડગમગ પગ મુજ ડોલે, હરિવર ! બળ અંતર ભર ની !
મારો કર ધર ની !—(ધ્રુવ)

થયા પ્રકાશ પ્રગટ તુજ ત્યારે રહ્યું હૃદય મુજ સૂતું:
ભમ્યો ભટકતો અંધારે હું થયું થવાનું હતું:
મારો કર ધર ની ! ૧

કાળ વીત્યો ને ઊઘડી આંખો ગઈ સપનાંની માયા;
સૂકાં સરવર દેખી તીર પર હંસ પછાડે કાયા:
મારો કર ધર ની ! ૨

ઝળતા સૂરજ લાગે ઝાંખા જોઈ જોઈ આંખો ચોળું;
ચંદ્રે અગન ઝરે ને તારા લાગે ભૂતડાં-ટોળું:
મારો કર ધર ની ! ૩

પાછળ ઊંચી આડ કરાડો આગળ ઊંડી ખીણો:
હરિવર ! મારો કર ધર, હું તો જુગજુગનો બળહીણો:
મારો કર ધર ની ! ૪

એકલડો થળથળ હું આથડું પળપળ અદલ દુભાતી:
પકડું તારી પાંખડી હરિ ! ત્યાં ગજગજ ફૂલે છાતી !
મારો કર ધર ની ! ૫

ડગમગ પગ મુજ ડોલે, હરિવર !
બળ અંતર ભર ની ! ૬

—ખબરદાર



### રાગ ગૌરી–તીન તાલ

અખિયાં હરિ દરસન કી પ્યાસી!
દેખ્યો ચાહત કમલનૈન કો, નિસિદિન રહત ઉદાસી ૧
આયે ઉધો ફિરિ ગયે આઁગન ડારિ ગયે ગર ફૌંસી ૨
કેસરિ તિલક મોતિન કી માલા વૃન્દાવન કો વાસી ૩
કાહૂ કે મન કી કોઉ ન જાનત લોગન કે મન હાઁસી ૪
**સૂરદાસ** પ્રભુ! તુમરે દરસ બિન લેહૌં કરવત કાસી ૫



### રાગ કાફી–તાલ દાદરો

પ્રભુ પાર લગાદે......પ્રભુ પાર
મઝધાર મેં ડૂબી નૈયા મોરી રે......પ્રભુ પાર

મોરી નૈયા તો ડૂબ જાતી
ભવસાગર મેં ફસેં,
આવો આવો મેરે પ્રભુ
રેશમદોરી લગાકે......પ્રભુ પાર



### રાગ બાગેશ્રી–તાલ ઝપતાલ

બિનતિ સુનો મોરી
અવધપુર કે બસૈયા
તુમ બિન કવન મોરે
દુઃખકે હરૈયા...બિનતિ

જહાં જહાં પરે ભીર
      તહાં તહાં દાઓ ધીર
જાનકીપતિ રામ
      ભવ કે તરૈયા ..બિનતિ



## આધાર

**( રાગ જિલ્લા—ઝીંઝોટી—ત્રિતાલ )**

પ્રભુશરણ વિણ કોન ઉગારે ?
      હૈયું પળપળ હારે રે.—(ધ્રુવ)
ઘોર પવનમાં રજની ઘોરે, ચપળા ખૂબ ચમકારે રે;
ગગને કડકડ થાય કડાકાઃ હૈયું ધબકા મારે રે.
      પ્રભુશરણ વિણ૦ ૧
પર્વત જેવાં ઊછળે મોજાં, નાવ ગળે ચોધારે રે;
દોરે સુકાની લાખ કળે પણ ડૂબે નાવ કિનારે રે.
      પ્રભુશરણ વિણ૦ ૨
મહાસાગરનો મરજીવો પણ ડરતો બંદર બારે રે;
નાવિક વિણ કો માર્ગ બતાવે ? ખડકાં ઠારે ઠારે રે.
      પ્રભુશરણ વિણ૦ ૩
ઓ પ્રભુ ! તું જ સુકાન અમારું, નાવિક તું જ અમારે રેઃ
ભવજળમાં અમ નાવ અદલ આ પ્રભુ તારે આધારે રે !
પ્રભુશરણ વિણ કોણ ઉગારે ?
      હૈયું પળપળ હારે રે ! ૪



## ઈશ્વરેચ્છા

**( રાગ બિહાગ—ત્રિતાલ )**

નાથ ! તું રાખે તેમ રહું:
ભક્તિ સતત કરવા તુજ પળપળ દુઃખ અનંત સહું:
નાથ! તું રાખે તેમ રહું. —ધ્રુવ
કદી કર પામે મધુર કુસુમ કે કદી કર અનલ ગ્રહું:
માનવનું નહિ થાય ચહ્યું કંઈ; તારું જ ચાહ્યું ચહું:
નાથ! તું રાખે તેમ રહું. ૧
ઘટઘટની તું જાણે કથની, હું શું વિશેષ કહું ?
તું કરનારો વિશ્વ સભરનો નહિ પામર જન હું :
નાથ! તું રાખે તેમ રહું. ૨
રજનીદિનનું ચક્ર ફરે ત્યમ સુખદુઃખ એક લહું :
તુજ ભવસાગરમાં હું ગાગર તરતી ડૂબતી વહું :
નાથ ! તું રાખે તેમ રહું. ૩
તારી કૃપાનાં આંસુ ધુએ ત્યાં હું ભરજન્મ દહું;
એક જ તુજ ચુંબનને માટે અદલ ધરું નિત હું !
નાથ! તું રાખે તેમ રહું. ૪



## માપ

**( રાગ ભેરવી–તાલ ત્રિતાલ અને દીપચંદી )**

દિલનાં દઝાડિયાં દાઝીએ, નાથજી !
દિલનાં દઝાડિયાં દાઝીએ :
પળમાં રિઝાવિયાં રાચીએ નાથજી !
પળમાં રિઝાવિયાં રાચીએ !—( ધ્રુવ )

તુજ પાકને અહીં પાકવા તું તાપતો કદી યે,
અમીધારથી એ તાપને ફરી કાપતો કદીં યે;
ભૂકંપ જેવો ક્રોધ પણ તુજ વ્યાપતો કદી યે,
ના જાણીએ તું કેમ લેતો આપતો કદી યેઃ
ઓ નાથ! તું અમ માપથી ના માપતો કદી યે!

દિલનાં દઝાડિયાં દાઝીએ, નાથજી!
દિલનાં દઝાડિયાં દાઝીએ;
પળમાં રિઝાવિયાં રાચીએ, નાથજીઃ
પળમાં રિઝાવિયાં રાચીએ!



## વિનંતી

(રાગ પીલુ–જીલ્લા તાલ ત્રિતાલ પંજાબી)

વિનવું રે, મને છોડી ન દે મારા નાથ!
જોડી રાખ સદા ઉર સાથઃ—વિનવું રે (ધ્રુવ)

ભવભવમાં હું ન પામ્યો કદી તે દીધું તેં આ ભવ માત્રઃ
અમૃતબિંદુ ચખાડી મને તું ઢોળી શું દે મુજ પાત્ર?
વિનવું રે. ૧

આજે હું આવ્યો આંગણે તારે, બીજાં કશાં ઘરબાર?
ચાંપી મને તુજ રૃદિયાની સાથે, કહે ના હવે કે સિધાર!
વિનવું રે. ૨

હું નથી મંદિરે દર્શને આવ્યો, કે હું આ લેઉં વિદાય;
આવ્યો હું ક્યાં ક્યાંથી સરિતના જેવો, સમાવા સાગરમાંયઃ
વિનવું રે. ૩

કર તુજ તેજનું કિરણ અતૂટ તું, કર તુજ પુષ્પસુવાસ:
કર તુજ ગાનનો સૂર મને તું! કર તુજ શબ્દનો શ્વાસ!
વિનવું રે! ૪

સૌનો છોડચો હું છટકીને છૂટું, તારો છોડચો ક્યાં જાઉં?
લે, લે, ઓ નાથ! હું સિંધુનો મોજો; સિંધુમાં જ ઊછળી સમાઉં!
વિનવું રે! ૫

## ચિનગારી

(રાગ જોગીઆ–ત્રિતાલ)

ચરણ તુજ પડું રે,
હરિ! ધાર હવે મુજ કર રે!
શરણ તુજ વડું રે,
હરિ! પાર ઉતાર સમર રે!—(ધ્રુવ)

નિશદિન દિવ્ય પ્રકાશ પ્રજળતા પલકે તુજ જગપાટ:
એક જ તુજ ચિનગારી માટે જોઈ સદા મેં વાટ:
ચરણ તુજ પડું રે! ૧

સૂરજે શોધી, સોમે શોધી, શોધી તારક દીપ:
જાગ્રત શોધી, સ્વપ્ને શોધી—હતી સદા ય સમીપ:
ચરણ તુજ પડું રે! ૨

ગગનગુહા ને ઉરઉર ચમકે કોટિકિરણ ખદ્યોત:
તુજ સંદેશ અલખ જગ ભરતી રજરજમાં તે જ્યોત:
ચરણ તુજ પડું રે! ૩

જોતાં જોતાં ઝાંખ પડી ને ઢંકાયાં ઉરનેન:
વીજળી પડી ને થયો કડાકો, અજબ અલખની લેન!
ચરણ તુજ પડું રે! ૪

—ખબરદાર



## રાગ ભીમપલાસી–તાલ ઝપતાલ

રામ ભજ રામ ભજ રામ ભજ રે મન
હોય જનમ સફલ જાતી યમયાતના......રામ ભજ
ભવતાપ બિલસાય, સબ પાપ બિલગાય
સબ સુખ હી મીલ જાય સહે કૌન વેદના?......રામ ભજ



## રાગ માંડ–તાલ ધુમાલી અથવા કેવરા

મને ચાકર રાખો જી,
ગિરિધારી લાલા ચાકર રાખો જી ટેક૦
ચાકર રહસૂં, બાગ લગાસૂં, નિત ઊઠ કર દરસન પાસૂં
વૃન્દાવન કી કુંજ ગલિન મેં, ગોવિંદ–લીલા ગાસૂં ૧
ચાકરી મેં દરસન પાઉં, સુમિરન પાઉં ખરચી,
ભાવ–ભક્તિ જાગીરી પાઉં, તીનો બાતાં સરસી ૨
મોર મુકટ પીતામ્બર સોહે, ગલ બજયંતી માલા,
વૃન્દાવન મેં ધેનુ ચરાવે, મોહન મુરલીવાલા ૩
ઊંચે ઊંચે મહલ બનાઉં, બિચ બિચ રાખું બારી,
સાંવરિયા કે દરસન પાઉં, પહિર કુસુમ્બી સારી ૪
જોગી આયા જોગ કરન કુ, તપ કરને સંન્યાસી
હરિ–ભજન કુ સાધુ આયે, વૃન્દાવન કે વાસી ૫

**મીરાં** કે પ્રભુ ગહિર ગંભીરા, હ્રદે રહો જી ધીરા,
આધી રાત પ્રભુ દરસન દીન્હોં, જમુનાજી કે તીરા ૬



**રાગ હમીર-કલ્યાણ-તાલ દ્રુત એકતાલ**

મંગલમય પરમદેવ
દર્શન શુભ દેશો !
તવ કૃપાથી દૂર થાય
દુરિત કર્મદોષો......મંગલ

વિનતિ કરીએ વિશ્વનાથ
જોડી અમે ઉભય હાથ
કૃતિ અમારી, માત તાત !
નવ કદાપિ જોશો......મંગલ



**રાગ ખમાજ-તાલ દ્રુત એકતાલ**

રાજત રઘુવીર ધીર
ભંજન ભવભીડ પીડ
હરન સકલ સરજુતીર
નીરખઉં સખી સોહી......રાજત

અનુજ મનુજ નીકર સંગ
કરન ધનુજ બલ બિહંગ
અંગ અંગ છબી અનંગ
અગણિત મન મોહે... ..રાજત



# દર્શન

## ( ધોળ )

જાગી જાગી ઉરમાં જુગજુગ કેરી જ્યોત જો !
  જેનાં નયનનયનમાં ઝબકે દીપ અનંત :
જેને અંગેઅંગ ફુવારા અમીના ફૂટતા,
  એનાં દર્શન કરવા આવો જોગી સંત !
    જાગી જાગી ઉરમાં જુગજુગ કેરી જ્યોત જો. ૧

પીધા સાગર જેણે દુઃખડાં કેરા દોહ્યલા,
  લીધા જશ–અપજશના શિર પર ભવના ભાર ;
દીધાં દુનિયાને મઘમઘતાં દિલનાં ફૂલડાં :
  આવો, આજે એની ચઢો અલખદરબાર !
    જાગી જાગી ઉરમાં જુગજુગ કેરી જ્યોત જો. ૨

પળપળ ધોતી જગનાં પાપ જીવનની જાહ્નવી,
  પળપળ છૂટે હૈયાથી અમૃતની સેર ;
જાગી જઈ સંકોરે ઝૂકતા દિલના દીવડા,
  આવો આજે એને આંગણુ આનંદભેર !
    જાગી જાગી ઉરમાં જુગજુગ કેરી જ્યોત જો. ૩

ફાટે કાળાં આભ અને અજવાળાં ઊમડે,
  ચોગમ ધસતાં આવે ચેતનનાં રસપૂર ;
જાગી ખીલે ત્યાં જીવનની સોળે પાંખડી :
  આવો, આવો, એવાં ભરીએ નયને નૂર !
    જાગી જાગી ઉરમાં જુગજુગ કેરી જ્યોત જો. ૪

ઊતરી પડશે પડદા રજની જેવા મોહના,
જડશે આત્માને અણુણાં મોંઘાં કલ્યાણ;
પળમાં પડશે પગલાં પ્રાણે તેજોદેવનાં
આવો લઈએ જીવનભરતી એ રસલ્હાણ :
જાગી જાગી ઉરમાં જુગજુગ કેરી જ્યોત જો ;
માગી માગી લેજો જુગજુગ કેરી ઓથ જો ! ૫

—ખબરદાર



## જ્યોત

**( રાગ માઢ–તાલ ગઝલ–પશ્તો )**

ઝીણી ઝીણી બળે ને ફરફરે એક પ્રેમળ કોમળ જ્યોત :
ધીમી ધીમી ઝૂજે ને થરથરે મારી પ્રેમળ કોમળ જ્યોતઃ—(ધ્રુવ)

કોટિ કોટિ કરું રક્ષા હું એની રાખું છુપાવી છેક ;
ભરી ભરી હશે દુનિયા ભલે, મારું રંકનું ધન આ એક રે ;
મારી પ્રેમળ કોમળ જ્યોત. ૧

આવે વંટોળિયા વાયરા ત્યાં ઝૂમી પડે એક પાસ ;
દોડી ધરું મારો હાથ ત્યાં આડો ને થાય અખંડ પ્રકાશ રે ;
મારી પ્રેમળ કોમળ જ્યોત. ૨

ઝીણી ઝીણી થતી જાય ઝીણેરી ને જોતાં જણાય ન પંડ ;
ઝૂમી પડું તેની પાસે હું, ત્યાં તો ભડકે બળે તે અખંડ રે;
મારી પ્રેમળ કોમળ જ્યોત. ૩

કેમ જીવું મારી જ્યોત વિના હું ? કેમ હું રહું સદા ય ?
કેમ રાખું મારા હાથ પવિત્ર હું—એ જ એ જ્યોતની છાંય રે;
મારી પ્રેમળ કોમળ જ્યોત. ૪

ઝીણી હશે ધણી જ્યોત એ મારી પણ કદી બનશે વિરાટ :
નાથ! અખંડ જળાવજો, મને એ જ બતાવશે વાટ રે :
મારી પ્રેમળ કોમળ જ્યોત. ૫
—ખબરદાર



### રાગ સિંધી—કાફી

પ્રભુ મોરે અવગુણ ચિત્ત ના ધરો,
સમદરશી હૈ નામ તિહારો, ચાહે તો પાર કરો
ઇક નદિયા ઇક નાવ કહાવત મૈલો હિ નીર ભરો,
જબ મિલ કરકે એક બરન ભયે સુરસરિ નામ પર્યો
ઇક લોહા પૂજા મેં રાખત, ઇક ઘર બધિક પર્યો
પારસ ગુણ અવગુણ નહિ ચિતવત, કંચન કરત ખરો
યહ માયા ભ્રમજાલ કહાવત સૂરદાસ સગરો,
અબકી બેર મોહિ પાર ઉતારો નહિ પ્રન જાત ટરો.



### રાગ આશા—દીપચંદી

ઠાકુર તુમ શરણાઈ આયા
ઊતરી ગયો મેરે મન કા સંશા જબ તેરા દરશન પાયા—(ધ્રુવ)

અનબોલત મેરી બિરથા જાની અપના નામ જપાયા,
દુઃખ નાઠે સુખ સહજિ સમાગે અનંદ અનંદ ગુણ ગાયા. ૧

બાँહ પકરી કઢિ લીને અપુને ગૃહ અંધ કૂપતે માયા
કહુ નાનક ગુરુ બંધન કાટે બિછુરત આનિ મિલાયા. ૨



## રાગ મિશ્ર કાફી

રાધે ક્રિષ્ણુ બોલ મુખ સે......
રાધે ક્રિષ્ણુ બોલ તેરો કયા લગેગા મોલ...તેરો

હાથ પાંઉ નહિ હિલના દશ વીશ કોસ નહિ ચલના
કુચ્છ ગીરે ગાંઠ નહિ છૂટના તેરી મનકી ગુંડી ખોલ...તેરો

કોન બચન દે આયા કીસ માયા મેં તુજ ગિરાયા
જીસ માયામેં મન ડુબાયા તેરા બચનેકા ગડા ખોલ...તેરો



## રાગ પરજ—તીન તાલ

યહ વિનતિ રઘુવીર ગુસાઈ,
ઔર આસ બિશ્વાસ ભરોસો, હરૂ જિય કી જડતાઈ.
ચહૌં ન સુગતિ, સુમતિ, સંપતિ કછુ, રિધિસિધિ વિપુલ બડાઈ,
હેતુ-રહિત અનુરાગ રામપદ બઢે અનુદિન અધિકાઈ.
કુટિલ કરમ લે જાઈ મોહિ જહં જહં અપની બરિઆઈ,
તહં તહં જનિ છિમ છોહ છાંડિયે કમઠ-અણ્ડ કી નાઈ—
યા જગ મેં જહં લગિ યા તનુ કી, પ્રીતિ પ્રતીતિ સગાઈ,
તે સબ **તુલસિદાસ** પ્રભુ હિ સોં હોહિં સિમિટિ ઇક ટાંઈ.



## રાગ આસાવરી—તીન તાલ

કૌન જતન વિનતિ કરિયે,
નિજ આચરન વિચારિ હારિ હિય માનિ જાનિ ડરિયે. ૧
જેહિ સાધન હરિ દ્રવહુ જાનિ જન, સો હઠિ પરિહરિયે,
જાતે વિપતિ--જાલ નિસિદિન દુઃખ, તેહિ પથ અનુસરિયે. ૨

જાનત હૂં મન વચન કરમ પરહિત કીન્હેં તરિયે,
સો વિપરિત દેખિ પરસુખ બિમુ કારન હી જરિયે. ૩
શ્રુતિ પુરાન સબ કો મત યહ સતસંગ સુદૃઢ ધરિયે,
નિજ અભિમાન મોહ ઈરષા બસ તિન્હહિં ન આદરિયે. ૪
સંતત સોઈ પ્રિય મોહિં સદા જાતે ભવનિધિ પરિયે,
કહો અબ નાથ, કૌન બલ તે સંસાર-સોગ હરિયે. ૫
જબ કબ નિજુ કરુના સુભાઉ તે, દ્રવહુ તો નિસ્તરિયે,
**તુલસીદાસ** વિશ્વાસ આન નહિ, કત પચિ પચિ મરિયે. ૬

## દીપ

**( રાગ ભૈરવી—તાલ ત્રિતાલ )**

દીપ દિલે સળગાવો, ઓ દેવા!
દીપ દિલે સળગાવો!—(ધ્રુવ)
અંધારા આકાશઉરે આ કોટિક દીપ ઝગાવો;
અંતર મુજ અંધાર રહ્યો ત્યાં એક કિરણ ઉતરાવો!
ઓ દેવા! દીપ દિલે સળગાવો! ૧
છાંયા પડે પડ વાદળ ધાડાં, ભમતો હું ખાઉં ભુલાવો;
એક પલકમાં ખલક ઝબૂકશે, જો તમ જ્યોતિ જગાવો;
ઓ દેવા! દીપ દિલે સળગાવો! ૨
આત્મહીરો મુજ રહે ઝંખવાયો, આંખ ઉરે ઉઘડાવો!
અંધતણાં આ પડળ ઉઘાડો, નાથ! હીરો ઝળકાવો!
ઓ દેવા! દીપ દિલે સળગાવો! ૩
વાટ વણી ને તેલ પૂર્યું આ: જ્યોત અખંડ જળાવો!
અણહોલાતો એ દીપ સદાનો અદલ તમારો બનાવો!
ઓ દેવા! દીપ દિલે સળગાવો! ૪
—ખબરદાર



# શરણું

## ( જોગીઆ-તાલ ત્રિતાલ )

શરણુ મન! પ્રભુને જા રે તું!
પૂજ્યાં મંદિર, તીર્થ,
હો મનવા, પૂજ્યાં પર્વત પહાણુ
હો મનવા, પૂજ્યાં જાણુ અજાણુ:
પૂજ્ય અપૂજ્ય ન કાંઈ જગતમાં,
એક પરમ કલ્યાણુ :
શરણુ મન! પ્રભુને જા રે તું!
ઝબકે તારક, સૂર્ય,
હો મનવા ધડકે ઉરઆકાશ
હો મનવા ફરકે અંતરઆશ;
પળપળ ક્ષણક્ષણના ઊપડો એવા
પ્રભુના શ્વાસોચ્છ્વાસ :
શરણુ મન! પ્રભુને જા રે તું!
દુઃખમાં દુઃખ છે મોહ,
હો મનવા, સુખમાં સુખ છે સ્નેહ,
હો મનવા, સ્નેહ જ પ્રભુનો દેહ :
દુઃખસુખથી કંઈ ઓર જગતમાં,
પ્રભુના વરસે મેહ :
શરણુ મન! પ્રભુને જા રે તું!

—ખબરદાર



# મનપંખી

### રાગ દેશ-તાલ કેરબો

ઊડ મનપંખી ઊડ હવે !—(ધ્રુવ)

વનવન ફરી ફરી વૃક્ષવૃક્ષ પર
ભટકી ભટકી ખૂબ લીધું જી,
એક વૃક્ષ તેં છેક જ છોડયું,
દિવ્ય ગગનભર કીધું :...... ઊડ હવે !
ઊડ મનપંખી ! ઊડ હવે ! ૧

કણુ કણુ ચરી ચરી તાપ તાપ ભર
ઝરણુ ઝરણુ જળ પીધું જી :
સાત સિંધુ પર બિંદુ અમીનું
પી જો પ્રભુનું દીધું !— ઊડ હવે
ઊડ મનપંખી ! ઊડ હવે ! ૨

—અમરદાર



# અંજન

### (રાગ માંઢ—હીંચ ત્રિપુટ)

ઢૂંઢી ઢૂંઢી વળ્યો હું કહીં નહીં જડયો તું,
ક્યારે મળું હું, મારા નાથ જી ?
ભરી દુનિયા ભમી ભમી પાછો પડયો હું,
ક્યારે પળું હું તારી સાથ જી ?—(ધ્રુવ)

પળપળ પડે મુજ પાય ત્યાં થળથળ બધે બંધન રહ્યાં,
વનવન બને આ ક્રૂર, ને તુજ દૂર નંદનવન રહ્યાં!
ધરણી ખસે નવ પાયથી, ન હઠે દીવાલ દિગંતની,
તનમન વહે ધનરંગમાં, આંખે અજબ અંજન રહ્યાં!
રોઈ રોઈ ધોવાશે, ને તે ખોવાશે,
ત્યારે દેશે શું તારો હાથ જી!
ભરી દુનિયા ભમી ભમી પાછો પડ્યો હું,
ક્યારે પળું હું તારી સાથ જી?

—ખબરદાર



## અશ્રુવિજય

### રાગ કેદાર—તાલ ત્રિતાલ

રે પ્રભુ! ક્યાં લગી એમ છુપાશો?
ક્યાં લગી એમ છુપાશો?
રે પ્રભુ! ક્યાં લગી એમ છુપાશો?

સૃષ્ટિતણાં પડપડ પાછળ શું અણગણ યુગ સંતાશો?
રે પ્રભુ! ક્યાં લગી એમ છુપાશો?—(ધ્રુવ)

જરી જરી પડ ખોળું કંઈ, જાણે અબઘડી ત્યાં દેખાશો:
પડનાં છોડાં મુજ કર મેલી, પ્રભુ શું સરકી જાશો?
રે પ્રભુ! ક્યાં લગી એમ છુપાશો? ૧

ક્વચિત્ ઉષા સંધ્યામાં નીરખું કર કો તવ છાયા શો;
કરમાંથી તવ મુખને કલ્પું, તો ય ન શું કલ્પાશો?
રે પ્રભુ! ક્યાં લગી એમ છુપાશો? ૨

—ખબરદાર

જ્યાં જોઉં ત્યાં તવ અદ્‌ભુત કૃતિના ઢગલામાં ઢંકાશો,
એક દિગંત સદા રહે સામે : નહીં મુજ આંખ સમાશો ?
રે પ્રભુ ક્યાં લગી એમ છુપાશો ? ૩

મુજ કીકીના તેજ તપવવા આંસુ તણાં અમી પાશો ?
તમ મધ્યાહ્નતપ્યાં સત્ત્વોને પછી શું પૂર્ણ પ્રકાશો ?
રે પ્રભુ ! ક્યાં લગી એમ છુપાશો ? ૪

આંસુ ઊભરશે, સૃષ્ટિ સરકશે, પછી ક્યાં નાથ ! ભરાશો ?
એક સુભગ પળ અદલ અકળ'મળ સ્નેહકરે સપડાશો !
રે પ્રભુ ! આખર તો સપડાશો !
રે પ્રભુ ! ક્યાં લગી એમ છુપાશો ? ૫

—ખબરદાર



## ચિંતા

**(રાગ જોગી આશાવરી—ત્રિતાલ)**

મનવા ! ચિંતા તારે કશી ?
તારું જીવ્યું જીવી લે ને હસી !— (ધ્રુવ)

રોનારાંની રાત બધી ને હસનારાંનો દહાડો;
કોણ હસે, ને કોણ રુએ; છે પલક પલકનો અખાડો : મનવા૦

ચિંતા તારે હોય કદી તો ચિંતા તારા ચિત્તની;
અંતર્યામી તારો જીતશે, વાત જ એ તુજ હિતની. મનવા૦

ઊગે, ખીલે, ને આથમે જે આ ક્રોડો જગના તારા;
જે આંગળી દોરે એ સૌને, તેને કો ન અકારા. મનવા૦

નથી રુદન કો તારે માટે, તુજ માટે છે ગીતડાં;
તું પોતે સૂર છે એ ગીતનો, સાચવ એ ગીત મીઠડાં! મનવા૦
રોનારાં છો રુદન કરી ને, એક દિન એ પણ હસશે;
તું તો અદલ હસી લે આજે, હસતાં પ્રભુ ઉર વસશે! મનવા૦

—ખબરદાર



# ધીરે ધીરે પધારો નાથ!

ધીરે ધીરે પધારો નાથ!
મારા લેહના સળિયા સોંસરા
ધીરે ધીરે પધારો નાથ!

વાટ નિહાળીને નેણ ઝંખાયાં, હૈયું અધીરું થાય,
ઝૂકી ઝૂકી મારી ડોક દુખે, દેવા, જીવ મારો ઘેરાય.
પાંપણ પાથરી સેજ રચ્યું હું, પ્રાણપંખે ઢોળું વાય,
નયન જલાવીને આરતી અર્પું, આંસુધારે ધોઉં પાય.
લોહપિંજરમાં ખાનો લથડિયાં, કેદી આતમકીર;
જુગજુગના પ્યાસીની પ્યાસ બુઝાવો, પાઈ પ્રીતિનાં નીર.
ભોગ ન માગું, હું યોગ ન માગું, મુક્તિનું મારે શું કામ!
આપ પધાર્યે લોહ-પિંજર મારું થાશે મુક્તિનુ ધામ!

ધીરે ધીરે પધારો નાથ
મારા દેહના સળિયા સોંસરા
ધીરે ધીરે પધારો નાથ!

—કરસનદાસ માણેક



# એકલો

તુજ સુખની મહેફિલમાં તું સહુને નોતરજે,
પણ જમજે અશ્રુની થાળ એકલો.

હોંશીલા જગને હસવા તેડું કરજે,
સંઘરજે ઉરની વરાળ એકલો.

તુજ દ્વારે દીપકમાલા ચેતવજે,
ગોપવજે દિલ–અંધારાં એકલો.

પરને આંગણ અમૃત–ઝરણાં રેલવજે,
પી લેજે વિષ તારાં તું એકલો.

તુજ ગુલશનનાં ગુલ જે માગે તેને દેજે,
તું સહેજે સર્પોના દંશ એકલો.

કીર્તિની કલગી સહિયારે કર દેજે,
ભોગવજે બદનામી અંશ એકલો.

દિલદિલની દુઃખ વાતો દિલસોજીથી સુણજે,
ચુપ રહેજે કાપી જબાન એકલો.

દો' થાકેલા પગની કાંકર ચૂમી લેજે,
કદમો ભરજે કંટક પર એકલો.

—ઝવેરચંદ મેઘાણી



# ભગ્ન સ્વપ્નની નાવ

મારી નાવ કરે કો' પાર ?
કાળાં ભમ્મર જેવાં પાણી,
જુગ જુગ સંચિત રે ! અંધાર;

સૂર્ય–ચન્દ્ર નહિ, નહિ નભજ્યોતિ,
રાતદિવસ નહિ, સાંજ–સવાર !
મારી નાવ કરે કો' પાર ?

ભાવિના નહિ પ્રેરક વાયુ,
ભૂત તણો દાબે ઓથાર;

અધડૂબી દીવાદાંડી પર
ખોતી આશા મોતપછાડ !
મારી નાવ કરે કો' પાર ?

નથી હીરા, નથી માણેક, મોતી,
કનકતણો નથી એમાં ભાર;

ભગ્ન સ્વપ્નના ખંડિત ટુકડા
તારી કોણ ઉતારે પાર ?
મારી નાવ કરે કો' પાર ?

—સ્નેહરશ્મિ



# એક જ દે ચિનગારી

[ ભૈરવી ]

એક જ દે ચિનગારી,
મહાનલ ! એક જ દે ચિનગારી.

ચકમક-લોઢું ઘસતાં ઘસતાં, ખરચી જિંદગી સારી,
જામગરીમાં તણખો ન પડ્યો, ન ફળી મહેનત મારી !
મહાનલ ! એક જ દે ચિનગારી.

ચાંદો સળગ્યો, સૂરજ સળગ્યો, સળગી આભઅટારી;
ના સળગી એક સગડી મારી, વાત વિપતની ભારી !
મહાનલ ! એક જ દે ચિનગારી.

ઠંડીમાં મુજ કાયા થથરે, ખૂટી ધીરજ મારી;
વિશ્વાનલ ! હું અધિક ન માગું, માગું એક ચિનગારી !
મહાનલ ! એક જ દે ચિનગારી.

—હરિહર ભટ્ટ



# થાકેલો

મારાં જ્ઞાન-ગુમાનની ગાંસડી ઉતરાવો શિરેથી આજ,
મારાં પુસ્તક-પોથાંની પોટલી ઉતરાવો શિરેથી આજ.

બોજો ખેંચી ખેંચી માથું ફાટે મારું, કાયામાં કળતર થાય;
હાંફી હાંફી મારું હૈયું થાક્યું છે ને
આંખે અંધારા ઘેરાય રે—ઉતરાવો.

મોર મુગટ માથે, હાથે બંસૂરી ને રાધાનો આતમરામ
એવા રૂપાળા ગોપાળને મળવા
તલખે હવે મારા પ્રાણ રે—ઉતરાવો.

વેદ ભૂલું ને વેદાન્ત ભૂલું ભલે, દેખાયે છે તારાં રાજ;
આવું છું ઓ વાલા! કુંજ–દ્વારે તારે
દીવો પેટાવાને કાજ રે—ઉતરાવો.

—ઝવેરચંદ મેઘાણી



## હરિનાં લોચનિયાં

સારંગ

એક દિન આંસુભીનાં રે
હરિનાં લોચનિયાં મેં દીઠાં !

પચરંગી ઓચ્છવ ઊજવ્યો'તો અન્નકૂટ વેળા :
ચાંદીની ચાખડીઓએ ચડી ભક્ત થયા'તા ભેળા !

શંખ ઘોરતા, ઘંટ ગુંજતા, ઝાલરું ઝણઝણતી :
શતશત કંચનઆરતી હરિવર સંમુખ નર્તન્તી.

દરિદ્ર, દુર્બળ, દીન અછૂતો અન્નવિના અડવડતા,
દેવદ્વારની બહાર ભટકતા ટુકડા કાજ ટટળતા,

તે દિન આંસુભીનાં રે
હરિનાં લોચનિયાં મેં દીઠાં !

લગ્નવેદિપાવક પ્રજળ્યો'તો વિપ્ર વેદ ઉચ્ચરતા,
સાજન મહાજન મૂછ મરડતા પોરસ ફૂલ્યા ફરતા!
જીર્ણ, અજીઠું, પામર, ફિક્કું, માનવ પ્રેત સમાણું,
કૃપણ કલેવર કાડભર્યું ત્યાં માંડવડે ખડકાણું!
"બ્રાહ્મણ વચને સૂરજ સાખે" કોમળ કળી ત્યાં આણીઃ
ભાવિની મનહર પ્રતિમાની જે દિન ઘોર ખોદાણી!

તે દિન આંસુભીનાં રે
હરિનાં લોચનિયાં મેં દીઠાં!

ભયથરથરતા ખેડૂત ફરતા શરીફ ડાકુ વીંટાયા :
વરુનાં ધાડાં મૃત ઘેટાંની માંસ-લાલચે ધાયાં!
થેલી, ખડિયા, ઝોળી, તિજોરી, સૌ ભરચક્ક ભરાણાં
કાળી મજૂરીના કરનારને એ ટંક પૂગ્યા ન દાણા!
ધીંગા ઢગલા ધાન્યતણા સો સુસ્નોમાંહી તણાણાઃ
રંક ખેડુનાં રુધિરે ખરડ્યાં જે દિન ખળાં ખવાણાં!

તે દિન આંસુભીનાં રે
હરિનાં લોચનિયાં મેં દીઠાં!

હૂંફાળાં રાજવી ભવનોથી મમત અઘોર નશામાં
ખુદમતલબિયા મુત્સદ્દીઓએ દીધાં જુદ્ધ દદામાં!
જલથલનભ સૌ ઘોર અગનની ઝાળમહીં ઝડપાયા :
માનવી માનવીના ખૂન પીવા ધાયા થઈ હડકાયા!
નવસર્જનના સ્વપ્નસંગી ઉરઉરરંગે ઊભરાણાં :
લખલખ નિર્મળ નવલકિશોરો ખાઈઓમાં ખોવાણા!

તે દિન આંસુભીનાં રે
હરિનાં લોચનિયાં મેં દીઠાં!

ખીલું ખીલું કરતાં માસુમ ગુલ સમ શિક્ષકને સોંપાણું
કારાગાર સમી શાળાના કાઠ ઉપર ખડકાણું !
વસંત વર્ષા ગ્રીષ્મ શરદના ભેદ બધા ય ભુલાણા;
જીવનમોદ તણા લઘુતમમાં પ્રગતિપદ છેદાણાં !
હર્ષઝરણુ લાખો હૈયાનાં ઝબકયાં ત્યાં જ ઝલાણાં :
લાખ ગુલાબી સ્મિત ભાવિનાં વણવિકસ્યાં જ સુકાણાં !
તે દિન આંસુભીનાં રે
હરિનાં લોચનિયાં મેં દીઠાં ?

કરસનદાસ માણેક



## આત્માનું મંદિર

આત્માનું મંદિરિયું તન આ !
સુંદર સબલ વિમલ કરીએ;
તનની મનની નિર્બલતા સૌ,
પ્રબલ પ્રબોધે પરહરીએ...આત્માનું

બલથી જપબલ બલથી તપબલ,
બલથી પમરે જીવનપરિમલ;
બલથી જીવનસાગર તરવા,
તાતાં તપ અવ આદરીએ...આત્માનું

બલથી શુદ્ધિ, બલથી બુદ્ધિ,
બલથી સૃષ્ટિ તણી સમૃદ્ધિ;
બલથી સકલી સિદ્ધિ સજવા,
બલસાગર શરણું ધરીએ...આત્માનું

બલ મુજ સંધુ, બલ અભિનંદું
બલથી વિશ્વપતિને વંદું
બલથી વિશ્વે સર્વે બંધુ
બનીને સ્વર્ગ સરસ સજીએ...આત્માનું

મ. મો.



## જીવનનાં મૂલ

( રાગ માંડ—દાદરા )

મનવા કંઈ જાણજે જીવનનાં મૂલ !
—ડગલે ને પગલે !
મનવા ઉતારજે સંસારે આશિષ !
—ડગલે ને પગલે...મનવા.
પ્રેયનાં પ્રલોભનોથી પ્રબલે પરો થજે;
શ્રેયના સંતાપ વહાલા, સુધા ગણી પી જજે !
શ્રેયપ્રેયસરણીના, વિચારજે વિવેક !
—ડગલે ને પગલે...મનવા.
કંટકો ઉખેડી વહાલા, ફૂલડાં પથરાવજે;
ઝળતા સંસારે, અમીવર્ષા વરસાવજે !
દિલ દિલના ઘાવ ધીરે ધોજે હો ધીર;
—ડગલે ને પગલે....મનવા.
કર્તા ને ભર્તા સંહરતા એ દેવની;
અહરહ અનિમેષ દૃષ્ટિ-નેષ્ટ અવલોકતી
આંખડી સદૈવ નિહાળજે સમીપ !
—ડગલે ને પગલે....મનવા.

અનંત પ્રભુએ મહા વિશ્વયજ્ઞ આદર્યો;
પરમ કલ્યાણ કેરો શક્તિમંત્ર ઉચ્ચર્યો;
એ યજ્ઞઅલિ બની જીવન જીવજે જવલંત!
—ડગલે ને પગલે....મનવા.

**મ. મો.**

## પ્રભુના ધણકારા

**ગરબી**

ફરો, ફરો રે પાછાં ઓ મારાં બાળ!
પ્રભુ તે શું કહેશે રે?
તોડી ચાલ્યા ક્યાં આ પુણ્ય કેરી પાળ?
પ્રભુ તે શું કહેશે રે?
જુગજુગજૂનું ઝીલે ઝૂલતું જગત આ;
જુગજુગ ખીલે એની વાડી રે;
જુગજુગજૂનાં એનાં પુણ્યો પાંગરતાં
જશો શું પલકે એ સૌ પાડી?
હો! પ્રભુ તે શું કહેશે રે?
રૂપલા સાગરમાં સોનલા કો બેટ શા
શોભે સંસાર મનુકૂલના રે,
આંધી ચડાવી, એની દિશ દિશ ડુબાવી,
જશો શું કરી એને ધૂળના?
હો! પ્રભુ તે શું કહેશે રે?
પ્રભુએ કહ્યું છે: મારું વસુધા કુટુંબ આ,
હું જ છું સૌની સ્નેહગ્રંથી રે,

ધર્મને નામે આજે ગ્રંથી એ તોડી
થશો શું ધર્મદ્વેષપંથી ?
હો ! પ્રભુ તે શું કહેશે રે ?

ગંગા યમુના જેવા સ્નેહ ને સત્યના
ઊતરે છે પુણ્યજળ જગમાં રે ;
ડહોળી એ તીર્થ મોંઘાં પ્રભુના નિવાસનાં
પડશો શું કર્દમના ઢગમાં ?
હો ! પ્રભુ તે શું કહેશે રે ?

—ખબરદાર



## આવું વ્હાલા સમીપ સમીપે*

આવું વહાલા સમીપ સમીપે તાહરે પાદપદ્મે
ગાતો ગુંજું ગહન ગભીરાં તાહરાં ગીત ગર્વે
પ્રમ્લાનો પીડિત યદિ હો માર્ગ એ ઊર્ધ્વગામી
ધાવું વ્હાલા પુલકિત મને તાહરી પ્રીત પામી—૧
વ્યાપે વ્યોમે દિનકર જતાં શીત અંધાર ઘોર
પાષાણે આ પથિક વિરમી પામતો એમ ભોર
સ્વપ્ને ત્હારાં સુખદ સ્મરણે મીઠડી મોજ લાધું
ધ્યાતો ધાતો ચરણ ચૂમવા નાથ સાંનિધ્ય સાધું—૨

* 'Nearer my God to thee' એ અંગ્રેજી ભજન પરથી સ્વતંત્ર.

નીર્ખુ ત્યાં તો નવલ ધવલાં ખૂલતાં દિવ્ય દ્વાર
જાગે જ્યોતિ ઝળહળ ત્યંહિ દિવ્ય ધામે અપાર
આવે તરાં મધુર મુખડાં અર્પતાં આવકાર
દેવા! ત્હારી અજબ કૃતિના પામું હું કેમ પાર!—૩

આવે જે જે સરવ પ્રભુજી દુઃખ દાવાનલાદિ
વ્હાલા ત્હારી સદય સઘળી પુનિતા એ પ્રસાદી
આરોગી એ અભય બનતો તાપ ત્રિવિધ વામું
નાથ, તારી પ્રબળ પ્રભુતા નિત્ય હું એમ પામું—૪
જાગું ત્યાં તો પ્રણવ પમરે પ્રાણ ત્હારી પ્રશસ્તિ
જ્યાં જોઉં ત્યાં મૃદુલ મલયી મ્હેકતી તુજ હસ્તી
વિશ્વે વ્યાપે વિમલ વિપુલા તેજના પુંજ ત્હારા
પ્રેરે પ્રાણે તિમિર હરીને પુણ્યપ્રદ્યોત ન્યારા—૫
પૂજું પુષ્પન્ જય જય વદું વારી વારી પ્રણામું
યાચું યાચું ચરણશરણું જન્મજન્મે તમારું
લાભાલાભે જયઅજય કે સુખદુઃખે યદિ વા
દેવા, દેજે દિલબળ સદા ચિત્ત નિશ્ચિંત રે'વા—૬

**મ. મો.**



# દિલ દિલના અનંત આરામ

**રાગ ખમાજ-દાદરા**

રામ...રામ...રામ...રામ દિલદિલના અનંત આરામ!
તૃષ્ણાના તાર તાત તાણી કયહીં જાય છે,
મોહમત્ત વાયુ થકી નાવ અથડાય છે,

નાવિક ઓ નાથ, માહરૂં નાવડું ઉગાર!
ભવદરિયે ડૂબતાને લને પેલી પાર!
—જુગજુગના અટવીનો જે આખરી મુકામ!
દિલદિલના અનંત આરામ!
રામ...રામ...રામ...રામ!

**મ. મો.**



## માતૃત્વને નમન

નમન નમન હો નમન જગતનાં માતૃત્વને નમન!
પ્રભુનાં અમી જ્યાં રેલમછેલે પૂરણ પરમાત્મન્
નમન નમન હો નમન!
ગૃહ ગૃહ ગુંજિત ગૃહિણીમાં અહો જગદંબા–દર્શન
ગૃહ ગૃહ ગૃહિણી પૂજ્યા પુલકિત પામ્યે પ્રભુ પરસન
નમન નમન હો નમન!
જનપદહીણી જનતા જનિતા પતિતા ઉગ્રક્રંદન
દુર્દૈવી દલિતા ભગિનીનાં બનવાં ભીડભંજન
નમન નમન હો નમન!
મંગળ પ્રેમઅગ્નિ સુરસરી શાં ગૌરી કન્યકાવૃંદ
સરસ્વતી સાક્ષાત થકી શાં સદન સદન સુહવંત
નમન નમન હો નમન!

**મ. મો.**



# બળહીણાના બેલી

બળહીણાના બેલી રે, બાપુ, હવે બહુ થઈ,
વેળા વસમી આવી રે, વ્હારે ધાઓ વ્હાલા હરિ;
ભવસાગરમાં ભૂલો પડ્યો હું, જીવ ભારે ગભરાય,
ભાંગ્યુંતુટ્યું મારું નાવડું નાથજી, અહીંત્યહીં અથડાય,
નાથ હવે ધાઓ રે, દોરો મને દયા કરી—બળહીણાના.
જ્યાં જ્યાં જેમનો જાઉં તણાતો દુઃખ દરિયો ઊભરાય
ઠરીને ઠામે બેસવા મારી નાખી નજર ન જાય,
અડબડતો હું થાક્યો રે લેને ત્હારે ખોળે હરિ—બળહીણાના.
ચિત્ત ચકડોળે ઘડીઘડી ચડીને, માયામાં અટવાય,
ત્હારાથી તો વેગળો જાતાં જીવડો કળીએ કળીએ રે કપાય
સઘું નવ જાયે રે સાહો મુંને શરણ લહી—બળહીણાના.
સંચિત, ક્રિયમાણ, હું નવ જાણું, જાણું હું તુજ એક નામ
જેણે કરી મારા જનમે જનમના જાયે પાતક તમામ
કરો કૃપા એવી રે ભજું તને ભાવ ધરી—બળહીણાના બેલી!

**મ. મો.**



**રાગ હિંડોલ–તીન તાલ**

કબહુંક હૌં યહિ રહનિ રહૌંગો,
શ્રી રઘુનાથ કૃપાલુ કૃપા તેં સંત સુભાવ ગહૌંગો.
જથા લાભ સંતોષ સદા, કાહૂ સોં કછુ ન ચહૌંગો
પરહિત-નિરત નિરંતર મન, ક્રમ, વચન નેમ નિબહૌંગો.

પુરુષ બચન અતિ દુસહ સ્રવન સુનિ તેહિ પાવક ન દહૈંગો,
વિગત માન, સમ સીતલ મન, પરગુન, અવગુન ન કહૈંગો.
પરિહરિ દેહજનિત ચિંતા, દુઃખ સુખ સમબુદ્ધિ સહૈંગો,
તુલસિદાસ પ્રભુ યહિ પથ રહિ, અવિચલ હરિભક્તિ લહૈંગો.



### રાગ આસાવરી યા ટોડી–તીનતાલ

એસો કો ઉદાર જગ માંહી,
બિનુ સેવા જો દ્રવે દીન પર, રામ સરિસ કોઉ નાહીં.
જો ગતિ યોગ વિરાગ જતન કરી નહિ પાવત મુનિ ગ્યાની,
સો ગતિ દેત ગીધ સબરી કહઁ પ્રભુ ન બહુત જિત જાની.
જો સંપત્તિ દશ સીસ અરપિ કર રાવન સિવ પહઁ લિન્હી,
સો સંપદા વિભીષન કહઁ અતિ સકુચ સહિત હરિ દિન્હી.
તુલસિદાસ સબ ભાંતિ સકલ સુખ જો ચાહસિ મન મેરો,
તૌ ભજું રામ કામ સબ પૂરન કરેં કૃપાનિધિ તેરો.



### રાગ ખમાજ વિલંબિત–તીન તાલ પંજાબી ઠેકા

અબ તો પ્રગટ ભઈ જગ જાની.
વા મોહન સો પ્રીતિ નિરન્તર.
નહિ રહેગી છાની (ધ્રુવ૦)
કહા કરોં સુન્દર મૂરત ઈન,
નયનન માઁઝ સમાની.
નિકસત નાહિ બહુત પચિહારી,
રોમ રોમ ઉરઝાની. (૧)

અબ કૈસે નિર્વાર જાત હૈ,
મિલે દૂધ જ્યોં પાની.
**સૂરદાસ** પ્રભુ અન્તર્યામી,
ગ્વાલિન મન કી જાની. (૨)



રાગ પરજ—**તીનતાલ**

યહ વિનતિ રઘુવીર ગુસાઈં,
ઔર આસ બિશ્વાસ ભરોસો, હરુ જિય કી જડતાઈ.
ચહૌં ન સુગતિ, સુમતિ, સંપતિ કછુ, રિધિસિધિ વિપુલ બડાઈ,
હેતુ-રહિત અનુરાગ રામપદ બઢૈ અનુદિન અધિકાઈ.
કુટિલ કરમ લૈ જાઈ મોહિ જહઁ જહઁ અપની બરિઆઈ,
તહઁ તહઁ જનિ છિમ છોહ છાઁડિયે કમઠ-અણ્ડ કી નાઈ.
યા જગ મેં જહઁ લગિ યા તનુ કી, પ્રીતિ પ્રતીતિ સગાઈ
તે સબ **તુલસિદાસ** પ્રભુહી સોં હોહિ સિમિટિ ઈક ઠાંઈ



રાગ **પૂર્વી-તીનતાલ**

મન પછિતે હૈ અવસર વીતે
દુર્લભ દેહ પાઇ હરિપદ ભજુ, કરમ, વચન અરુ હીતે
સહસ્રબાહુ દસવદન આદિ નૃપ, બચે ન કાલ બલી તે
હમ હમ કરિ ધન ધામ સઁવારે, અંત ચલે ઉઠિ રીતે
સુત બનિતાદિ જાનિ સ્વારથરત, ન કરુ નેહ સબહી તે
અંતહું તોહિ તજેંગે પામર! તૂ ન તજે અબહી તે
અબ નાથહિં અનુરાગુ જાગુ જડ, ત્યાગુ દુરાસા જીતે
બુઝે ન કામ-અગિનિ **તુલસી** કહું, વિષયભોગ બહુ ઘીતે



### રાગ ગજલ—પહાડી ધુન

સમઝ દેખ મન મીત પિયારે આસિક હોકર સોના ક્યા રે,
રૂખા સૂખા ગમ કા ટુકડા ફીકા ઔર સલોના ક્યા રે.
પાયા હો તો દે લે પ્યારે પાય પાય ફિર ખોના ક્યા રે,
જિન આંખિન મેં નીંદ ઘનેરી તકિયા ઔર બિછૌના ક્યા રે.
કહે **કબીર** સુનો ભાઈ સાધો સીસ દિયા તબ રોના ક્યા રે.

### રાગ શંકરા—તાલ તેવરા

બિસર ગઈ સબ તાત પરાઈ,
જબ તે સાધ-સંગત મોહિં પાઈ. ધ્રુવ.
ના કો બૈરી નાહિં બિગાના,
સકલ સંગિ હમ કા બનિ આઈ. ૧
જો પ્રભુ કીનો સો ભલ માન્યો,
એક સુમતી સાધૂ તે પાઈ. ૨
સબ મહિ રમ રહિયા પ્રભુ એક,
પેખિ પેખિ **નાનક** બિગસાઈ. ૩

### રાગ કૌશિયા—વિલંબિત તીનતાલ

સુમરન કર લે મેરે મના,
તેરિ વિતિ જાતિ ઉમર હરિનામ બિના. ધ્રુવ.
કૂપ નીર બિનુ, ધેનુ છીર બિનુ, મંદિર દીપ બિના,
જૈસે તરુવર ફલ બિન હીના, તૈસે પ્રાણી હરિનામ બિના.
દેહ નૈન બિન, રૈન ચંદ્ર બિન, ધરતી મેહ બિના,
જૈસે પંડિત વેદ બિહિના, તૈસે પ્રાણી હરિનામ બિના.
કામ, ક્રોધ, મદ, લોભ નિહારો છાંડ દે અબ સંતજના,
કહે **નાનકશા**, સુન ભગવંતા યા જગમેં નહિં કોઈ અપના.

# ન લેજે વિસામો

## (એક ગીત)

થાકે ન થાકે છતાં યે
હો માનવી! ન લેજે વિસામો!

ને ઝૂઝજે એકલ બાંયે
હો માનવી ન લેજે વિસામો!

ત્હારે ઉલ્લંઘવાના મારગ ભુલામણા,
ત્હારે ઉધ્ધારવાનાં જીવન દયામણાં,
હિમ્મત મ હારજે તું ક્યાં યે
હો માનવી! ન લેજે વિસામો!

જીવનને પંથ જતાં તાપ-થાક લાગશે,
વધતી વિટમ્બના સહતાં તું થાકશે,
સહતાં સંકટ એ બધાં યે
હો માનવી! ન લેજે વિસામો!

જાજે વટાવી તુજ આફતનો ટેકરો,
આગે આગે હશે વણખેડ્યાં ખેતરો,
અંતે ખેડે એ બધાં યે
હો માનવી! ન લેજે વિસામો!

ઝાંખા જગતમાં એકલો પ્રકાશજે,
આવે અંધાર ત્હેને એકલો વિદારજે,
છોને આ આખું હણાયે
હો માનવી! ન લેજે વિસામો!

લેજે વિસામો ન ક્યાં યે. હે માનવી દેજે વિસામો!
ત્હારી હૈયા-વરખડીને છાંયે હો માનવી દેજે વિસામો
—ન લેજે વિસામો!

—વેણીભાઇ જ. પુરોહિત

## રાગ તોડી—તાલ તેવરા

મન રે! પરસ હરિકે ચરન,
સુભગ સીતલ કમલ-કોમલ, ત્રિવિધ-જ્વાલા-હરન.
જેહિ ચરન પ્રહ્લાદ પરસે, ઈન્દ્ર પદવી ધરન.
જિન ચરન ધ્રુવ અટલ કીન્હો, રાખિ અપને સરન.
જિન ચરન બ્રહ્માંડ ભેટ્યો, નખસિખૌ શ્રીભરન.
જિન ચરન પ્રભુ પરસિ લીન્હેં, તરી ગૌતમ ધરન.
જિન ચરન કાલીહિ નાથ્યો, ગોપલીલા કરન.
જિન ચરન ધાર્યો ગોવર્દ્ધન, ગરબ મઘવા હરન.
દાસ **મીરાં** લાલ ગિરિધર, અગમ તારન-તરન.



## રાગ ભૈરવી—તીનતાલ

હે જગ-ત્રાતા, વિશ્વ-વિધાતા,
  હે સુખ-શાન્તિ-નિકેતન હે!
પ્રેમ કે સિંધો, દીન કે બંધો,
  દુઃખ દરિદ્ર-વિનાશન હે! ધ્રુ૦
નિત્ય, અખંડ, અનંત, અનાદિ,
  પૂરણ બ્રહ્મ, સનાતન હે!
જગ-આશ્રય, જગપતિ, જગવંદન,
  અનુપમ, અલખ, નિરંજન હે!
પ્રાણસખા, ત્રિભુવન-પ્રતિપાલક,
  જીવન કે અવલંબન હે! ૧



## રાગ ખમાજ—ધુમાળી

ભૂતળ ભક્તિ પદારથ મોટું, બ્રહ્મલોકમાં નાહિ રે;
પુણ્ય કરી અમરાપુરી પામ્યા, અન્તે ચોરાશી માંહી રે. ધ્રુ૦
હરિના જન તો મુક્તિ ન માગે, માગે જનમોજનમ અવતાર રે;
નિત સેવા નિત કીર્તન ઓચ્છવ, નીરખવા નન્દકુમાર રે. ૧
ભરતખંડ ભૂતળમાં જનમી, જેણે ગોવિન્દના ગુણ ગાયા રે,
ધન ધન રે એનાં માતપિતાને, સફળ કરી એણે કાયા રે. ૨
ધન વૃન્દાવન ધન એ લીલા, ધન એ વ્રજનાં વાસી રે;
અષ્ટ મહાસિદ્ધિ આંગણિયે રે ઊભી, મુક્તિ છે એમની દાસી રે. ૩
એ રસનો સ્વાદ શંકર જાણે, કે જાણે શુકજોગી રે;
કંઈ એક જાણે વ્રજની રે ગોપી, ભણે **નરસૈંયો** ભોગી રે. ૪



## રાગ આસા માંડ—ઝપતાલ

જે ગમે જગતગુરુ દેવ જગદીશને
તે તણો ખરખરો ફોક કરવો;
આપણો ચિંતવ્યો અર્થ કાંઈ નવ સરે,
ઊગરે એક ઉદ્વેગ ધરવો. ૧
હું કરું, હું કરું, એ જ અજ્ઞાનતા
શકટનો ભાર જેમ શ્વાન તાણે;
સૃષ્ટિ મંડાણ છે સર્વ એણી પેરે
જોગી જોગેશ્વરા કોઈક જાણે. ૨
નીપજે નરથી તો કોઈ ના રહે દુઃખી
શત્રુ મારીને સૌ મિત્ર રાખે;
રાય ને રંક કોઈ દૃષ્ટે આવે નહિ,
ભવન પર ભવન પર છત્ર દાખે. ૩

ઋતુ, લતા, પત્ર, ફળ, ફૂલ, આપે યથા,
માનવી મૂર્ખ મન વ્યર્થ શોચે;
જેહના ભાગ્યમાં જે સમે જે લખ્યું,
તેહને તે સમે તે જ પહોંચે. ૪
અન્ય ગડબડ કરી વાત ન કરી ખરી
જેહને જે ગમે તેને પૂજે;
મન, કર્મ, વચનથી આપ માની લહે
સત્ય છે એ જ મન એમ સૂઝે. ૫
સુખ સંસારી મિથ્યા કરી માનજો
કૃષ્ણ વિના બીજું સર્વ કાચું;
જુગલ કર જોડી કરી **નરસૈંયો** એમ કહે,
જન્મ પ્રતિજન્મ હરીને જ જાચું. ૬



## રાગ હિંડોલ—તાલ તેવરા

હરિ જેવો તેવો હું દાસ તમારો
કરુણાસિંધુ અહો કર મારો. ટેક
સાંકડાના સાથી શામળિયા, છો બગડ્યાના બેલી,
શરણ પડ્યો ખલ અમિત કુકરમી, તદપિ ન મૂકો ઠેલી. ૧
નિજ જન જૂઠાની જાતી લજ્જા, રાખો છો શ્રી રણછોડ,
શૂન્યભાગ્યને સફળ કરો છો, પૂરો વરદ બળ કોડ. ૨
અવળનું સવળ કરો સુંદરવર, જ્યારે જન જાય હારી,
અયોગ્ય યોગ્ય, પતિત કરો પાવન, પ્રભુ દુઃખદુકૃતહારી. ૩

વિનતિ વિના રક્ષક નિજ જનના, દોષ તણા ગુણ માનો,
સ્મરણ કરતાં સંકટ ટાળો, ગણો ન મોટો નાનો. ૪
વિકળ પરાધીન પીડા પ્રજાળો, અંતરનું દુઃખ જાણો,
આરતબન્ધુ સહિષ્ણુ અભયકર, અવગુણ ઉર નવ આણો. ૫
સર્વેશ્વર સર્વાત્મા સ્વતંત્ર, દયા પ્રીતમ ગિરિધારી,
શરણાગતવત્સલ શ્રીજી મારે, મોટી છે ઓથ તમારી. ૬



### રાગ બિલાવલ—તાલ ઝપતાલ

મહા કષ્ટ પામ્યા વિના કૃષ્ણ કોને મળ્યા ?
ચારે જુગના જુઓ સાધુ શોધી;
વહાલ વૈષ્ણવ વિષે વિરલાને હોય બહુ
પીડનારા જ ભક્તિવિરોધી, ધ્રુ૦

ધ્રુવજી, પ્રહલાદજી, ભીષ્મ, બળિ, વિભીષણ,
વિદુર, કુન્તી કુંવર સહિત દુખિયાં
વસુદેવ દેવકી, નંદજી, પશુપતિ
સકલ વ્રજભકત દુઃખી ભક્તમુખિયા. ૧

નળ દમયંતી, હરિશ્ચન્દ્ર તારામતી,
રુક્માંગદ અંબરીષાદિ કષ્ટી
નરસિંહ મહેતો ને જયદેવ, મીરાં, જની
પ્રથમ પીડા પછી સુખની વૃષ્ટિ. ૨

વ્યાસ આધિ વ્યાધિ તુલસી માધવાદિક
શિવ કપાલી વિદ્યા વિશ્વ નિન્દે,
જગજનની જાનકી દુઃખ દુસ્તર સહ્યું
પાપ વણ તાપ, જેને જગત વન્દે. ૩

સંચિત ક્રિયમાણ પ્રારબ્ધ જેને નથી
તેને ભય તાપ આવી નડે છે,
અકલ ગત ઈશ હેતુ ન સમજ્યું પડે
પ્રબલ ઇચ્છા સરવ તે પડે છે. ૪

છે કથન માત્ર એ પાપ ને પુણ્ય એ
નચવ્યું નંદકુંવરનું જગત નાચે,
દયા પ્રીતમ રુચિ વિના પત્ર હાલે નહિ
પણ ન ભાગે ભ્રમણ મન કાચે. ૫



### રાગ ધીરાની કાફી

ભટકતાં ભવમાં રે, ગયા કાળ કોટી વહી,
હદ થઈ હાવાં રે, રાખો હરિ હાથ ગ્રહી. ટેક.

આવ્યો શરણ ત્રિતાપનો દાધ્યો, શીતલ કીજે શ્યામ,
કરગરી કહું છું, કૃષ્ણ કૃપાનિધિ! રાખો ચરણે સુખધામ;
કરુણા કટાક્ષે રે કિલ્મષકોષ દહી. ૧

જો મારા કૃત સામું જોશો, તો ઠરશે બરાબરી,
રત્ન ગુંજા કયમ હોય સમતોલ, હું તો રંક ને તમો હરિ;
માટે મન મોટું રે કરો મુને રંક લહી. ૨

આશાભર્યો આવ્યો અવિનાશી, સમર્થ લહી તમ પાસ,
ધર્મધોરિંધર તમ દ્વારેથી, હું કયમ જાઉં નિરાશ ?
નિજનો કરી લિયો રે, ના તો મુને કહેશો નહિ. ૩
અરજ સાંભળો અનાથ જનની, શ્રવણે શ્રીરણછોડ

એક વાર સન્મુખ જુઓ શામળા, પહોંચે મારા મનના કોડ
હસીને બોલાવો રે, 'દયા તું મારો' કહી. ૪



**રાગ છાયા ખમાજ—તીન તાલ**

હરિનો મારગ છે શૂરાનો, નહિ કાયરનું કામ જો ને;
પરથમ પહેલું મસ્તક મૂકી, વળતી લેવું નામ જો ને. ધ્રુ૦
સુત વિત્ત દારા શીશ સમરપે, તે પામે રસ પીવા જો ને;
સિંધુ મધ્યે મોતી લેવા માંહી પડ્યા મરજીવા જો ને. ૧
મરણ આંગમે તે ભરે મૂઠી, દિલની દુગ્ધા વામે જો ને;
તીરે ઊભા જુએ તમાસો, તે કોડી નવ પામે જો ને. ૨
પ્રેમપંથ પાવકની જ્વાળા, ભાળી પાછા ભાગે જો ને;
માંહી પડ્યા તે મહાસુખ માણે, દેખનારા દાઝે જો ને. ૩
માથા સાટે મોંઘી વસ્તુ, સાંપડવી નહિ સહેલ જો ને;
મહાપદ પામ્યા તે મરજીવા, મૂકી મનનો મેલ જો ને. ૪
રામ-અમલમાં રાતા માતા પૂરા પ્રેમી પરખે જો ને;
**પ્રીતમ**ના સ્વામીની લીલા તે, રજનીદિન નરખે જો ને. ૫



## ગરબી

**( શીખ સાસુજી દે છે રે—એ ઢાળ )**

ટેક ન મેલે રે, તે મરદ ખરા જગ માંહી
ત્રિવિધ તાપે રે, કદી અંતર ડોલે નાહીં, ૧

નિધડક વરતે રે, દૃઢ ધીરજ મન ધારી;
કાળ કર્મની રે, શંકા દેવે વિસારી. ૨
મોડું વહેલું રે, નિશ્ચે કરી એક દિન મરવું;
જગસુખ સારું રે, કે'દિ કાયર મન નવ કરવું. ૩
અંતર પાડી રે, સમજીને સવળી આંટી;
માથું જાતાં રે, મેલે નહિ તે નર માટી. ૪
કોઈની શંકા રે, કે'દિ મનમાં નવ ધારે;
**બ્રહ્માનંદના** રે, વહાલાને પળ ન વિસારે. ૫

## ગરબી

**( ઢાળઃ સગપણ હરિવરનું સાચું )**

રે શિર સાટે નટવરને વરીએ,
રે પાછું તે પગલું નવ ભરીએ. ધ્રુવ૦
રે અન્તરદૃષ્ટિ કરી ખોળ્યું, રે ડહાપણ ઝાઝું નવ ડોળ્યું;
એ હરિ સારુ માથું ધોળ્યું. ૧
રે સમજ્યા વિના નવ નીસરીએ, રે રણમધ્યે જઈને નવ ડરીએ;
ત્યાં મુખ પાણી રાખી મરીએ. ૨
રે પ્રથમ ચડે શૂરો થઈને, રે ભાગે પાછો રણમાં જઈને;
તે શું જીવે ભૂંડું મુખ લઈને. ૩
રે પહેલું જ મનમાં ત્રેવડીએ, રે હોડે હોડે જુદ્ધે નવ ચડીએ;
રે જો ચડીએ તો કટકા થઇ પડીએ. ૪
રે રંગ સહિત હરિને રટીએ, રે હાક વાગ્યે પાછા નવ હટીએ;
**બ્રહ્માનંદ** કહે ત્યાં મરી મટીએ. ૫

## ભજન

હરિજન હોય તેણે હેત ઘણું રાખવું,
નિજ નામ ગ્રાહી નિર્માન રહેવું—
ત્રિવિધિના તાપ તે જાપ જરણા કરી,
પરહરી પાપ રામનામ લેવું. હરિ૦ ૧
સૌને સરસ કહેવું, પોતાને નરસ થવું,
આપ આધીન થઈ દાન દેવું;
મન કરમ વચને કરી નિજ ધર્મ આદરી,
દાતા ભોકતા હરિ એમ રહેવું. હરિ૦ ૨
અડગ નવ ડોલવું, અધિક નવ બોલવું,
બોલવી ગૂજ તે પાત્ર ખોળી;
દીનવચન દાખવું, ગંભીર મતું રાખવું
વિવેકીને વાત નવ કરવી પહોળી. હરિ૦ ૩
અનંત નામ ઉચ્ચારવું, તરવું ને તારવું;
રાખવી ભકિત તે રાંક દાવે;
ભકત **ભોજો** કહે ગુરુ પરતાપથી,
ત્રિવિધના તાપ-ત્યાં નિકટ ના'વે. હરિ૦ ૪



## ભજન

ભગવત ભજજો, રામનામ રણુંકાર
આ તનહોડી, સતધર્મ હૃદામાં ધાર. ટેક.
ભવસાગર તો ભર્યો ભયંકર તૃષ્ણાનીર અપાર,
કાયાબેડી છે કાદવની, આડાઝુડ અહંકાર;
સદ્ગુરુ સંગે, તરી ઊતરો ભવપાર. ભગ૦

નરદેહ તો દુર્લભ દેવને, તે પામ્યો તું પિંડ,
    સત્સંગ કરજો સાધુ પુરુષનો, લેજો લાભ અખંડ;
પછે પસ્તાશો, વખત જાય આ વાર. ભગ૦
કીટબ્રહ્માદિક સકળ દેહને જમરાયાનો ત્રાસ,
    ક્ષણભંગ કાયા જાણજો, નિશ્ચે એક કાળનો ગ્રાસ;
અલ્પની બાજી, તેમાં શું કરવો અહંકાર ? ભગ૦
કૈંક જન્મ તો મનુષ્યજાતમાં ધર્યા દેહ અપાર,
    મદ, માયા ને મોહજાળનો ધર્યો શિર પર ભાર;
પ્રભુ નવ જાણ્યા, તેથી અંતે થયો છે ખુવાર. ભગ૦
કહે **ગવરી** તું સદ્‌ગુરુ કેરો રાખ હૃદય વિશ્વાસ,
    ભજન કરો દૃઢ ભાવથી, તો મળે સુખ અવિનાશ;
માન કહ્યું મારું, નહિ તો ખાશે જમનો માર. ભગ૦



## ભજન

સંતકૃપાથી છૂટે માયા, કાયા નિર્મળ થાય જો ને;
શ્વાસોચ્છ્‌વાસે સ્મરણ કરતાં, પાંચે પાતક જાય જો ને.
કેસરી કેરે નાદે નાસે, કોટી કુંજરજૂથ જો ને;
હિંમત હોય તો પોતે પામે, સઘળી વાતે સૂથ જો ને.
અગ્નિને ઊધઈ ન લાગે, મહામણિને મેલ જો ને;
અપાર સિંધુ મહાજલ ઊંડાં, મરમીને મન સહેલ જો ને.
બાજીગરની બાજી તે તો જંબૂરો સૌ જાણે જો ને;
હરિની માયા બહુ બળવંતી, સન્ત નજરમાં નાણે જો ને.
સન્ત સેવતાં સુકૃત વાધે, સહેજે સીઝે કાજ જો ને;
**પ્રીતમ**ના સ્વામીને ભજતાં, આવે અખંડ ગાજ જો ને.



## વહે નિરંતર

વહે નિરન્તર અનંત આનંદધારા
બાજે અસીમ નભ માઝે અનાદિ રવ
જાગે અગણ્ય રવિચન્દ્રતારા— વહે૦
એક અખણ્ડ બ્રહ્માંડ રાજ્યે
પરમ એક સેઇ રાજરાજેન્દ્ર રાજે
વિસ્મિત નિમેષહત વિશ્વચરણે વિનત
લક્ષ શત ભક્તચિત્ત વાક્યહારા— વહે૦



## રસગાથા

(રાહ—'ગિરધારીરે' —તાલ દાદરા)

આવો સંત સંત હો!
નયને ભરું હું મારા નાથને,
એના સતિયા સૌ સંતના સાથને:
લાવો તંત તંત હો!
તંતે બંધાતું બેઉ હાથને,
જોડું ભજવા સદા જગનાથને.—આવો૦
થાય ચમક ચમક વીજ મેઘાડંબરે રે:
ગગડે ઘન, ચઢાવ્યું ચાપ શું વિશ્વંભરે રે:
ઝરે મોતી મોતી રસિક વ્યોમઅંબરે રે:
મારે પંથ પંથ હો,
અમીરસ રસાવે દિનરાતને;
સીંચ તારા ને પુષ્પની બિછાતને:
આવો સંત સંત હો,

નયને ભરું હું મારા નાથને,
એના સતિયા સૌ સંતના સાથને,
એની સૂર્યચંદ્ર–આંખે તેજ ફૂટતાં રે,
એને હૃદય તેજપુષ્પ આભ લૂંટતાં રે,
એને પલક પલક અમૃતઝરણુ છૂટતાં રે :
મનુજ ચંત ચંત હો,
ભરી છે અમર એ રસગાથને;
એવા દિલભર વસાવું જગનાથને :
આવો સંત સંત હો,
નયને ભરું હું મારા નાથને,
એના સતિયા સૌ સંતના સાથને.

ખબરદાર

## જુવાની

(હીંચ) *

જા રે ઓ જાદુગર ! જા રે ઓ જોગણી !
મીઠા છે મોહ બધા માયાતણા :
જાતી જુવાની જૂઠાં ભમ્મર ચઢાવશે ;
દીઠા અમર કોઈને કાયાતણા ?—
જા રે. ઓ જાદુગર ! ૧
પાપે બંધાયાં કાચી કાયાનાં કોટલાં
પાપે ફુંકાતા સહેજે તડકી જશે ;
જુગ જુગનો પ્યાસી મારો આત્મા પ્રવાસી હો
મૃગજળ એ દેખી શાને ભમતો હશે ?
જા રે, ઓ જાદુગર ! ૨

* "પાલવડો મારો મેલો મોહનજી, મારગડે મને જાવા દિયો,"—એ રાહ.

અંદર ઊકળતા ઊના કાદવ ત્યાં ખદ્બદે,
વચ્ચે વકરાતાં ઊંડાં પાણી ભર્યાં :
ઉપર મહેલી મોંઘી લીલા છે મોહની :
એ રે જુવાનીએ ઘેલાં કર્યાં.
જા રે, ઓ જાદુગર ! ૩

ધગધગતા તાપમાં તપેલી એ તાવણી,
ઉપર પડયાં બિંદુ છમ્મણી ઊડે :
એ રે જુવાની એની જવાળા ન જાણતી,
ઉપર ધખે, હિમે ભીતર બૂડે :
જા રે, ઓ જાદુગર ! ૪

વાટે વઢેલો જેવો ઊડે વંટોળિયો,
ભ્રમણે ભરાનો સૌને ધૂળે ભરે;
એ રે જુવાની એવી ભૂતડી ને બાવરી,
ભટકી ભટકી અંતે થાકી ઠરે :
જા રે, ઓ જાદુગર ! ૫

ચઢતી ચકડોળે બધી દિશાઓ ડોલતી
ઠરશે તોફાન ત્યારે દિસશે નરી;
ખૂલતી દિગંત નવાં નયનો ત્યાં ખોલતી,—
એ રે જુવાની નહિ સમજી જરી!—
જા રે, ઓ જાદુગર ! ૬

તૂટયા એ તાર ને ફૂટી એ તૂંબડી,
ધ્રૂજતી એ આંગળીને સૂર ના જડે :
ક્યાં જઈ ઉસ્તાદ હવે ખોળે એ પાંચળી ?
કોણ રે ફરી એની વીણા ઘડે ?
જા રે, ઓ જાદુગર ! ૭

ખબરદાર



# અંતરની જ્યોત

## રાગ આશાવરી—ત્રિતાલ

જ્યોત જગવ અંતરની, મનવા !
જ્યોત જગવ અંતરની :
એ જ દિશા ઈશ્વરની, મનવા !
જ્યોત જગવ અંતરની ! (ધ્રુવ)

દસે દિશાના પડદા ઊંચકે, છત મેઘાડંબરની;
તો ય દિશા કે ભાળ જરા પણ જડે ન ધરણીધરની :
મનવા ! જ્યોત જગવ અંતરની ! ૧

રહ્યું અગોચર ધામ ધણીનું; ક્યાં મૂકે નીસરણી ?
ક્યાં ટેકવશે પોકળ આભે, ક્યાં નીચે છે ધરણી ?
મનવા ! જ્યોત જગવ અંતરની ! ૨

વચમાં તું જ ઊભો રહી બાંધે, દસદસ દિશા અવરની;
એક દિશા તેં જોઈ ન જાણી. તે તો તુજ ભીતરની :
મનવા ! જ્યોત જગવ અંતરની ! ૩

મટ્ટીને મટ્ટીમાં મળવું; ક્યાં આત્માની વરણી ?
આત્માને પ્રભુમાં છે ભળવું, જેમ કિરણને તરણિ :
મનવા ! જ્યોત જગવ અંતરની ! ૪

રહે ચેતના જો નહિ જાગ્રત, તુજ ઉર વિશ્વંભરની;
તો કયમ પ્રભુમાં ચેતન રહેવા રાખે આશ જીગરની ?
મનવા ! જ્યોત જગવ અંતરની ! ૫

જ્યોત પ્રકાશે નહિ. તે જ્યોતે જોશે કોણ, ઉચરની ?
જગવ જગવ એ જ્યોત અદલ તું, એજ સખી આખરની !
મનવા ! જ્યોત જગવ અંતરની ! ૬

ખબરદાર

# રસસ્થાપના

**રાગ કાફી—તાલ લાવણી** *

પાય પડું અમી આપો રે,
જગતનાથા !
પાય પડું અમી આપો ! (ધ્રુવ)

તારક ચંદ્ર ઝગે આકાશે,
કોટિ પ્રભાકર જ્યોતિ પ્રકાશે :
વિશ્વે વિમળ પ્રભા વ્યાપો, વ્યાપો, વ્યાપો રે !
જગતનાથા !
પાય પડું અમી આપો ! પાય૦ ૧

બાળક અન્ન પડ્યાં અંધારે.
જ્યોતિથકી જગ વલખાં મારે :
આંજો અમી, એ તમ કાપો, કાપો, કાપો રે !
જગતનાથા !
પાય પડું અમી આપો ! પાય૦ ૨

ઘનઘુમ્મટના પડદા ઘેરા,
ધોધ ફૂટે કયમ ચંદની કેરા ?
હ્રદયે હ્રદયે રસ થાપો, થાપો, થાપો રે !
જગતનાથા !
પાય પડું અમી આપો ! પાય૦ ૩

ખબરદાર



* " દાસ પરે દયા લાવો રે,—એ રાહ.

# લૂંટ

## ( લાવણી )

પ્રભુને લૂંટવા જી, ચાલો લૂંટવા જી!
ચિરધન ઝૂંટવા જી, આનંદ ઘૂંટવા જી. ( ધ્રુવ )

સાત સાત આકાશ દીવાલો બાંધી કીધા કોટ;
છતમાં એ ત્યાં રહ્યો છુપાઈ: ચાલો દઈએ ચોટ!
ચાલો લૂંટવા જી. ૧

અખૂટ ધન એ ગાંઠે રાખે, સોનું રૂપું ઝવેર;
નિશદિન સહેજે ફરતો વ્યોમે વેરે ઠેરેઠેર:
ચાલો લૂંટવા જી. ૨

વાદળ પડદા ટાંગી પાછળ છૂપવે એ અમીપાત્ર;
આપણને તો ઝારી મારી આપે પાણી માત્ર:
ચાલો લૂંટવા જી. ૩

એ ધન ને અમૃત એ એનાં નહિ શેં આપણ કાજ?
જન્મોજન્મ ભિખારી ભમીએ: એ જ કરે શું રાજ?
ચાલો લૂંટવા જી. ૪

ચાલો ભૈયા! જોગી, સંતો! બાંધો મનની કેડ!
સત્યસુરંગે કરશું કપરા કિલ્લા કેરી ઉખેડ:
ચાલો લૂંટવા જી. ૫

લૂંટવું ધન ને લૂંટવાં અમૃત, સૌ આનંદનો સાથ;
લૂંટવું આખું સ્વર્ગ અદલ હો, લૂંટવો આખો નાથ!
ચાલો લૂંટવા જી. ૬

પ્રભુને લૂંટવા જી, ચાલો લૂંટવા જી!

ખબરદાર





૯

# આવ રે હોડીવાળા!

**રાગ આશાવરી—ત્રિતાલ**

મારે જાવું પેલી પાર રે, હો આવ રે હોડીવાળા!
તારી હોડી લાવ કિનાર રે, હો આવ રે હોડીવાળા!—(ધ્રુવ)
અણગણ યુગ કંઈ વનવન ઢૂંઢ્યાં,
ઢૂંઢ્યા દેશવિદેશ;
નહિ મુજ મનની મૂર્તિ મળી કહીં;
શમ્યો ન મુજ મનકલેશ:
મારે એક રહ્યો આધાર રે, હો આવ રે હોડીવાળા!
મારે જાવું પેલી પાર રે, હો આવ રે હોડીવાળા! ૧

મોતી વરસતાં ઝાકળ જેવું
કંઈ કંઈ પકડું હાથ:
એ નહિ, એ નહિ, કહી મૂકી દઉં,
નહિ કંઈ રહે ઉર સાથ:
મારા ઉરનો તાપ અપાર રે, હો આવ રે હોડીવાળા!
મારે જાવું પેલી પાર રે, હો આવ રે હોડીવાળા! ૨

આ પારે છે કંઈ નહિ મારું,
મારું કહ્યું દૂર થાય;
મોજાંની છલકે છંટાતાં
નહિ કંઈ પાર પમાય:
પેલા ઝબકે ત્યાં ઝબકાર રે, હો આવ રે હોડીવાળા!
મારે જાવું પેલી પાર રે, હો આવ રે હોડીવાળા! ૩

આ પારે કે તે પારે પણ
મારે એક જ વાત :
મુજ અંતરસ્વામી પડકારે—
એ આવું મુજ નાથ !
મને જલદી પાર ઉતાર રે, હો આવ રે હોડીવાળા !
મારે જાવું પેલી પાર રે, હો આવ રે હોડીવાળા ! ૪

ખબરદાર



## ખોલો દ્વાર

**( પીલુ–તિત્રાલ )***

મંદિરિયાં નવ વાસો રે, ખોલો દ્વાર !
અંતરિયાં નવ ત્રાસો રે, ખોલો દ્વાર ! — ( ધ્રુવ )
સાત સમુદ્ર ને નવખંડ ઘૂમ્યો :
તો ય હું આતમપ્યાસો રે, ખોલો દ્વાર !
અરે ધગતા સહુ બાહ્ય વિલાસો રે, ખોલો દ્વાર ! મંદિરિયાં૦
અનહદ નભ પણ છાંય ન રજ દે :
પળપળ નાખું નિસાસો રે ! ખોલો દ્વાર !
અરે ઠગતો એ જગત તમાસો રે, ખોલો દ્વાર ! મંદિરિયાં૦
અધમ ઉદ્ધારણ, દુઃખીના તારણ !
દિલનો ક્યાં અત્યંત દિલાસો રે ? ખોલો દ્વાર !
હવે અહીં જ મુજ અંતરવાસો રે, ખોલો દ્વાર ! મંદિરિયાં૦

ખબરદાર



# શરણાઈ

## રાગ પરજ–ત્રિતાલ

વાગી વાગી અંદર શરણાઈ :
તારે લડવું છે શૂર સિપાઈ! (ધ્રુવ)
જુગજુગની છે કંચન કાયા,
જુગજુગના છે કોટ બંધાયા;
તાર દુશ્મનની તોડ દુવાઈ :
તારે લડવું છે શૂર સિપાઈ! ૧
તું ન જાણે બધું લડવાનું,
એ છે ઘોર પ્રપંચનું થાણું;
તારો સેનાપતિ કરે સાંઈ :
તારે લડવું છે શૂર સિપાઈ! ૨
તુંને લાગે એ તારાથી જુદો,
તું તો ચાલે ઊંધો, એ છે સૂધો;
એ છે શાંત, તું રહે ગભરાઈ :
તારે લડવું છે શૂર સિપાઈ! ૩
એને જાણ્યે તું તો સહુ જાણે,
એને જાણ્યે તું જગત પ્રમાણે;
એનો દોરવ્યો લડ તું લડાઈ :
તારે લડવું છે શૂર સિપાઈ! ૪
તૂટે કાંગરાં ને ગઢ તૂટે,
તારા દુશ્મનનાં દળ ખૂટે;
હવે હઠતો ના, જય કર ધાઈ!
તારે લડવું છે શૂર સિપાઈ! ૫

ખબરદાર



# સુરસંદેશ

### ધોળ

સુરજન ! પ્રભુજીને છાનું જઈ કહેજો એટલું :
તારો ભક્ત કરે છે પળપળ પ્રેમપ્રણામ;
ચાલ્યું જાય જગત આ તારું તારા સત્યમાં,
સમજે માનવ શું તુજ કૃતિનો એક કલામ ?
સુરજન ! પ્રભુજીને છાનું જઈ કહેજો એટલું ! ૧

બાંધી સર્વ દિશાઓ તેં તો તારા બોલથી,
બાંધ્યાં સૂરજચંદ્રગ્રહોતારાનાં તેજ;
કાળાં ઘન આ ઘૂમે પળપળ તારાં આભમાં,
વહેશે અમ આંખે શું નિશદિન છાયા એ જ ?
સુરજન ! પ્રભુજીને છાનું જઈ પૂછજો એટલું ! ૨

તાણાવાણા પૂર્યા તેજ અને અંધારના,
નિશદિન ચાલે તારાં અણગણ અમુલખ યંત્ર;
અણદીઠા તુજ કર ફેરવતા માનવકાંઠલા;
અમને અથડાવી વણવું શું તુજ જગતંત્ર ?
સુરજન ! પ્રભુજીને છાનું જઈ પૂછજો એટલું ! ૩

તારે જમણે કર ઊગડે નવરંગ પ્રભાત જ્યાં,
તારે ડાબે કર પલકે સંધ્યાની પાંખ;
મધ્યાહ્ને મધરાતે રેલે નવનવ જ્યોતિ જ્યાં,
ત્યાં કયમ પામે પળપળ આંખ અમારી ઝાંખ ?
સુરજન ! પ્રભુજીને છાનું જઈ પૂછજો એટલું ! ૪

તારો શબ્દ સનાતન આપ્યો તેં જ ત્રિલોકને,
  તુજ નાદે જાગ્યું બ્રહ્માંડ બધું સાનંદ;
શાને કીધા ઘટ તેં પડદા અમ હૈયાતણા ?
  એના પડધા અમ હૈયે શેં પડતા મંદ ?
    સુરજન ! પ્રભુજીને છાનું જઈ પૂછજો એટલું ! ૫
કીધા તેં જળસંઘરતા દાનેથી મેહુલા,
  તેને ચીરતી શાને કીધી તાતી વીજ ?
અમૃત જેવી મીઠી અમ હૈયે શ્રદ્ધા ભરી,
  તેમાં ઝેર સમાં શેં ઊગતાં શંકાબીજ ?
    સુરજન ! પ્રભુજીને છાનું જઈ પૂછજો એટલું ! ૬
પળપળ મુખમાં નામરટણ ચાલે નટરાજનું,
  પળપળ હૈયામાં ચાલે દાનવનું નૃત્ય;
પળમાં ઊડવું સ્વર્ગ, પળે પડવું પાતાળમાં;
  જૂઠું જીવન વિરમે પછી શું જડશે સત્ય ?
    સુરજન ! પ્રભુજીને છાનું જઈ પૂછજો એટલું ! ૭
અમને જવું અસત્યોમાંથી શું તુજ સત્યમાં ?
  તિમિરેથી જ જવું શું તુજ તેજે અમ કાજ ?
મળશે શું મરતાં જ અમરતા અમને આખરે ?
  ડૂબશે તો જ ઊગરશે શું અમ આત્મજહાજ ?
    સુરજન ! પ્રભુજીને છાનું જઈ પૂછજો એટલું ! ૮
દીધી આશા લાંબી, જીવન કીધું ટૂંકડું;
  હૈયે સ્નેહ ભર્યો તો આંખ ટપકતાં ઝેર;
દીધી આંખ અમોને, પોતે રહ્યો અદૃશ્ય તું;
  તું હું એક હતા તો વીખરાયા શી પેર ?
    સુરજન ! પ્રભુજીને છાનું જઈ પૂછજો એટલું ! ૯

બોલે બોલ કદી ના, રહે અબોલ સદા ભલે:
તારા ઉત્તરની જોશું યુગયુગભર વાટ;
ફેડી અનંતતાની પાળ ઉછળતા આવશું;
તુજને વીંટી લઇશું સ્નેહે પરમ વિરાટ!
સુરજન! પ્રભુજીને ખુલ્લું જઈ કહેજો એટલું!

ખબરદાર



## આનંદ

**ખમાચ—તાલ ધુમાલી ***

હરિવર મારા! આજ ઉલટતી
રસમસ્તીમાં ગાઉં રે;
અંતર ને નસનસ ઉભરાતા
આનંદે અકળાઉં રે!—(ધ્રુવ)

મુઠ્ઠીભર આ અંતર મારું
વધતાં વિશ્વે છાઉં રે,
તુજ બ્રહ્માંડ પડે આ નાનું,
ક્યાં જઈ આજ સમાઉં રે?
હરિવર મારા! ૦ ૧

રાઈકણ શી કીકી મારી,
તે શું જગ ફેલાઉં રે,
દિશદિશ ઘૂમતી જાય ઉતરતી,
છલકે હું છલકાઉં રે:
હરિવર મારા! ૦ ૨

* "જીભલડી રે તને હરિગુણ ગાતાં,"—એ રાહ.

આંખો મીંચી સ્વર્ગ દબાવું,
ઊઘડતાં ઊભરાઉં રે.
ઝળતી જ્યોત બધે સળગાવું,
ભડકે સભર ભરાઉં રે :
હરિવર મારા ! ૦ ૩

નયને ફૂટે કોટિક તારા,
તેમાં ઝળહળ થાઉં રે :
સ્વર્ગંગા ઊછળે મુજ ઉરથી,
રસતેજે રેલાઉં રે :
હરિવર મારા ! ૦ ૪

અણુનો આજ વિરાટ થયો હું,
થળથળમાં પથરાઉં રે :
અનંતતાને આત્મ સમાવી
અનંતતામાં જાઉં રે :
હરિવર મારા ! ૦ ૫

વ્યોમવિશાળાં બ્રહ્મશિખર પર
બ્રહ્મભર્યો ઝુલાઉં રે:
ઓ હરિવર ! તુજ જગ છે નાનું,
ક્યાં જઈ અદલ સમાઉં રે !
હરિવર મારા ! ૦ ૬



ભજન

Nearer, my God, to Thee, nearer to Thee!
E'en though it be a cross that raiseth me,
Still all my songs shall be—
Nearer, my God, to Thee, nearer to Thee.
Though like the wanderer [the sun gone down]
Darkness be over me—my rest a stone;
Yet in my dreams I'd be
Nearer, my God, to Thee, nearer to Thee.
Then let the way appear steps unto heaven,
All that Thou sendest me in mercy given;
Angels to beckon me
Nearer, my God, to Thee, nearer to Thee.
Then with my waking thoughts bright with Thy praise,
Out of my stony griefs *Beth-el* I'll raise:
So by my woes to be
Nearer, my God, to Thee, nearer to Thee.
Or if on joyful wing cleaving the sky,
Sun, moon, and stars forgot, upwards I fly,
Still all my song shall be,
Nearer, my God, to Thee, nearer to Thee,



ભજન

Lead, kindly Light, amid the encircling gloom
Lead Thou me on:

The night is dark and I am far from home
Lead Thou me on.
Keep Thou my feet, I do not ask to see.
The distant scene; one step enough for me.
I was not ever thus, nor prayed that Thou
Shouldst lead me on;
I loved to choose and see my path; but now
Lead Thou me on.
I loved the garish day, and spite of fears,
Pride ruled,
So long Thy power hath blest me, sure it still
Will lead me on,
O'er moor and fen, o'er crag and torrent, till
The night is gone;
And with the morn, those angel-faces smile,
Which I have loved long since and lost awhile.



ભજન

Take my life, and let it be
Consecrated, Lord! to Thee;
Take my hands, and let them move
At the impulse of Thy love.
Take my moments and my days,
Let them flow in ceaseless praise.
Take my feet, and let them be
Swift and beautiful for Thee.

Take my voice, and let me sing
Always, only for my King;
Take my lips, and let them be
Filled with messages from Thee.
Take my silver and my gold;
Not a mite would I withhold.
Take my intellect, and use
Every power as Thou shalt choose.
Take my will, and make it Thine:
It shall be no longer mine.
Take my heart; it is Thine own;
It shall be Thy Royal Throne.
Take my love: my Lord, I pour
At Thy feet its treasure-store.
Take myself, and I will be
Ever, only, all for Thee.



ભજન

When the mists have rolled in splendour
From the beauty of the hills,
And the sunlight falls in gladness
On the river and the rills,
We recall our Father's promise,
In the rainbow of the spray;
We shall know each other better
When the mists have rolled away.

CHORUS:

We shall know as we are known,
Never more to walk alone,
In the dawning of the morning
Of that bright and happy day;
We shall know each other better
When the mists have rolled away.
Oft we tread the path before us
    With a weary burdened heart;
Oft we toil amid the shadows
    And our fields are far apart:
But the Saviour's "Come, ye blessed,"
    All our labour will repay,
When we gather in the morning
    Where the mists have rolled away.
We shall come with joy and gladness,
    We shall gather round the Throne;
Face to face with those that love us,
    We shall know as we are known,
And the song of our redemption.
    Shall resound through endless day,
When the shadows have departed
    And the mists have rolled away.



## વંદન કરજે

તેને તું પ્રભાતે પ્રિય, વંદન કરજે
  પ્રભુ ચરણાંબુજરજ શિર પર ધરજે...તેને.

જન્મ દઈ સહુ કષ્ટો સ્હેતાં
  તુજ મુખ જોઈ ઘેલાં બનતાં
તે તુજ માત ને તાત અનેરાં
  તેને ચરણ જઈ ભાઈ વિરમજે...તેને

જેના થકી તુજ સ્થૂલ થયું આ
  જીવન સઘળું જેણે અર્પ્યું
તે તુજ જનની જન્મભૂમિરજ
  ચૂમી ચૂમી તેને તું શિર પર ધરજે...તેને

જ્ઞાનામૃત રસપાન કરાવી
  તુજ કીર્તિ જગમાં બહલાવી
પ્રેમથકી પ્રભુદાસ બનાવ્યો
  તે સદ્‌ગુરુ તુજ દેવને નમજે...તેને

**ભ. જી. નિમ્બાર્ક**



## આફતનો અવાજ

જળહળતી જગની બજારોમાં માનવ મેદની ઠેબાં ખાય;
સ્વેદનીતરતાં માટીનાં માળખાં આપસમાં અથડાય;

એ ભીડમાં ભાળ્યા ભચડાતા
પ્રભુ ઠેબે ઠેબે ઠેલાતા !

બારણે બારણે હડધૂત થાતા, પડતા આખડતા જાય,
મેલી ફાટેલી એક લંગોટી માંડ કરી સચવાય :
ભૂખે એની કાયા સુકાણી,
પુકારે, "પાણી, પાણી !"
છપ્પનભોગે છલક્યાં મંદિરોના ઘેરા ગૂંજે ઘંટનાદ;
આરતીના શંખ આભને ભેદતા ભક્તોને દેતા સાદ;
પ્રભુ એમાં પેસવા ધાયા :
લોખંડી કમાડ ભિડાયાં !
નોબત બજાવો, શિંગી સજાવો, ગજાવો સૌ સામટા સાજ;
અલકને ખૂણેખૂણે પુગાડો આફતનો એક અવાજ :
ખાલિક તો ક્યાંક ખોવાણા :
પૂજી રહ્યા, પામર, પાણા !

કરસનદાસ માણેક



## પ્રણવમંત્ર

ચૈતન્યસિંધુ ઘૂઘવે ૐ ૐ ૐ.
તન્મય તન્મય તન્મય છે પૃથ્વી વ્યોમ.
ચૈતન્યજ્યોત ઝગમગ ઝગમગે ૐ
ૐ નાં રશ્મિથી ઝળકે સૂર્યસોમ ૐ
ધ્યાતા–ધાતા–મૂર્ધામાં ધ્યાનમાં ૐ
ૐ ૐ ગુંજન ઊઠે રોમ રોમ ૐ



### રાગ ભૈરવી—તીન તાલ

ત્યજ મન હરિવિમુખન કો સંગ
જિનકે સંગ કુબુદ્ધિ ઉપજત હૈ
પરત ભજન મેં ભંગ (ધ્રુવ)
કહા હોત પયપાન કરાયે વિષ નહીં ત્યજત ભુજંગ.
કાગહિં કહા કપૂર ચુગાયે શ્વાન ન્હવાયે ગંગ.
ખર કો કહા અરગજાલેપન, મરકટ ભૂષણ અંગ.
ગજકો કહા ન્હવાયે સરિતા બહુરિ ધરે ખરિ છંગ.
પાહન પતિત બાંસ નહીં ભેદત રીતો કરજ નિષંગ.
સૂરદાસ ખલ કારી કામરી ચઢત ન દૂજો રંગ.



### રાગ દેશ યા પૂર્વી—તીન તાલ

નહીં એસો જન્મ બારંબાર ।
ક્યા જાનૂં કછુ પુન્ય પ્રગટે માંનુસા અવતાર ॥
બઢત પલ પલ, ઘટત છિન છિન, ચલત ન લાગે બાર ।
બિરછ કે જ્યોં પાત ટૂટે, લાગે નહીં પુનિ ડાર ॥
ભવસાગર અતિ જોર કહિયે વિષમ ઓખી ધાર ।
સુરત કા નર બાંધે બેડા વેગિ ઉતરે પાર ॥
સાધુ સંતા તે મહંતા ચલત કરત પુકાર ।
દાસ **મીરાં** લાલ ગિરિધર જીવના દિન ચાર ॥



# કબીરવાણી

## અહંત્યાગ

મૈં થા તબ હરિ નાહિ થા, હરિ હૈ તબ મૈં નાહિ;
સકલ અંધેરા મીટ ગયા, દીપક દેખા માંહિ, ૧
મેરા મુઝમેં કછુ નાહિ, જો કછુ હય સો તેરા;
તેરા તુજકો સોંપતે, કયા લગેગા મેરા. ૨
આપે સબહી જાય, કીયા કરાયા સોય;
આપા તજે હરિકો ભજે, લાખનમેં બીરલા કોય. ૩
લઘુતા મેં પ્રભુતાઈ હૈ પ્રભુતા સે પ્રભુ દૂર;
કીડી હો મીસરી ચુંગે હાથી સીર ડારે ધૂર. ૪
તું તું કરતા તું ભયા, મુઝ મેં રહિ ન "હું";
વારી ફેરું નામ પર, જીત દેખું તિત "તૂં". ૫

## અમી ઝરતા બોલ

શબ્દ શબ્દ કહા કરો, શબ્દ કે હાથ ન પાંવ;
એક શબ્દ ઓખડ કરે, એક શબ્દ કરે ઘાવ. ૬
એક શબ્દ સુખરાસ હય, એક શબ્દ દુઃખરાસ:
એક શબ્દે બંધન કટે, એક શબ્દે પરે ફાંસ. ૭
એક શબ્દ સુપ્યાર હય, એક શબ્દ કુપ્યાર;
એક શબ્દે સબ દુસ્મન, એક શબ્દે સબ યાર. ૮
શબ્દ ઐસા બોલિયે, તનકા આપા ખોય;
ઔરનકો શીતલ કરે, આપનકો સુખ હોય. ૯
શીતલ શબ્દ ઉચ્ચારિયે, અહમ્ આનિયે નાહિ;
તેરા પ્રીતમ તુઝમેં બસે, દુશ્મન ભી તુઝ માહિ. ૧૦

જે શબ્દે દુઃખ ના લગે, સોહિ શબ્દ ઉચ્ચાર;
તપ્ત મિટી શીતલ ભયા, સોહિ શબ્દ તત્સાર. ૧૧

શબ્દ સરીખા ધન નહિ, જો કોઈ જાને બોલ:
હીરા તો દામે મિલે, પર શબ્દ ન આવે મોલ. ૧૨

કઠન બચન બિખસે બુરા, જાર કરે સબ છાર;
સંત–બચન શીતલ સદા, બરખે અમૃતધાર. ૧૩

કૌવ કિસકા ધન હરા, કોયલ કિસકો દેત ?
મીઠા શબ્દ સુનાયકે, જગ અપના લેત. ૧૪

મીઠા સબસે બોલિયેં, સુખ ઉપજે કછુ ઔર;
એહિ વશીકરણ મંત્ર હય, તજિયેં બચન કઠોર. ૧૫

ગમ સમાન ભોજન નહીં, જો કોઈ ગમકો ખાય;
અમરિખ ગમ ખાઇયાં, દુરવાસા વિરલાય. ૧૬

જિહ્વા જીને વશ કરી, તિને વશ કરી જેહાંન;
નહીં તો અવગુણ ઉપજે, કહે સબ સંત સુજાણ. ૧૭

શબ્દ મારે મર ગયે. શબ્દે છોડા રાજ;
જીને શબ્દ–વિવેક કિયા, તાકા સરિયા કાજ. ૧૮

## ચિંતા

ફિકર સબ કો ખા ગઈ, ફિકર સબકા પીર;
ફિકર કી જો ફાકી કરે, ઉસકા નામ ફકીર. ૧૯

પેટ સમાતા અન્ન લે, તનહિ સમાતા ચીર;
અધિક હિ સંગ્રહ ના કરે, ઉનકા નામ ફકીર. ૨૦

ચાહ ગઈ, ચિંતા ગઈ, મનવા બેપરવાહ
જીનકો કછુ ન ચાહિયે, સો શાહનપતિ શાહ. ૨૧

ચિંતા મત કર નચિંત રહે, પુરનહાર સમર્થ;
જલથલ મેં જો જીવ હય, ઉનકે ગાંઠ કયા ગર્થ; ૨૨

ચિંતા ઐસી ડાકિની, કાટ કલેજા ખાય;
વૈદ બિચારા ક્યા કરે, કહાં તક દવા લગાય? ૨૩

કાહેકો તલપત ફીરે, કાહે પાવે દુઃખ?
પહેલે રજક બનાય કે, પિછે દિનો મુખ. ૨૪

અબ તૂ કાહેકો ડરે. સીરપર હરિકા હાથ;
હસ્તી ચઢ કર ડોલિયે, કુકર ભસે જો લાખ. ૨૫

સાહેબ સે સબ કછુ બને, બંદે સે કછુ નાહીં,
રાઈકો પરવત કરે, ઔર પરવત રાઈ માંહીં. ૨૬

કબીર કયા મૈં ચિંતવું, હમ ચિંતવે કયા હોય?
હરિ આપહિ ચિંતા કરે, જો મોહે ચિંતા ન હોય. ૨૭

મેરો ચિંત્યો હર ના કરે, કયા કરૂં મૈં ચિંત;
હરકો ચિંત્યો હર કરે, તા પર રહૂં નચિંત. ૨૮

મુખ સે રહે સો માનવી, મન સે રહે સો દેવ;
સુરતે રહે સો સંત હૈ, ઇસ બિધ જાનો ભેવ. ૨૯

## સંતોષ

ગઉધન ગજધન ગોત્રીધન, ઔર રતન ધન ખાન,
પર જહાં આવે સંતોષધન, તો સબ ધન ધૂલ સમાન. ૩૦

સાહેબ મેરે મુંહ કો, રૂખી રોટી દે;
ભાજી માંગત મૈં ડરૂં, કે રૂખી છિન ન લે. ૩૧

સાત ગાંઠ કોપીન કી, મનમેં ન રાખે શંક;
નામ અમલ માતા રહે, ગણે ઇંદ્રકો રંક. ૩૨

### ધીરજ

કબીર ! ધીરજ કે ધરે, હસ્તી સવા મન ખાય,
એક ટુક કે કારણે, શ્વાન ઘરેઘર જાય. ૩૩

ધીરે ધીરે રે મના, ધીરે સબ કછુ હોય;
માલી સિંચે કેવરા, પર ઋત આવે ફલ જોય. ૩૪

ધીરજ બોધ તબ જાનિયે, સમજે સબ કી રીત;
ઉનકા અવગુણ આપમેં કબુ ન લાવે મીત. ૩૫

સાહેબકી ગત અગમ હય, તૂં ચલ અપને અનુમાન,
ધીરે ધીરે પાંઉ ધર, પહોંચેગા પરમાન ૩૬

### પ્રભુશરણ

ચક્કી ફીરતી દેખકે દીયા કબીરા રોય;
દો પૂડકે બીચ આયકે સાબેત રહા ન કોય. ૩૭

આરે પારે જો રહા જીના પીસે સોય;
ખૂંટ પકડકે જો રહે, તાકો પીસ શકે ના કોય, ૩૮

### જીવનમૂલ

જીવન સે મરનો ભલો, જો મર જાને કોય;
મરને પહેલે જો મરે કુલ ઊજિયારા હોય. ૩૯

### સજ્જન

દુરજનકી કરુણા બૂરી, ભલો સજ્જનનો ત્રાસ;
સૂરજ જબ ગરમી કરે, તબ બરસનકી આસ. ૪૯

તરવર કદી ન ફળ ભખે, નદી ન સંચે નીર;
પરમારથ કે કારને, સંતો ધસે શરીર. ૪૧

તરવર સરવર સંતજન, ચૌથા બરસે મેહ;
પરમારથ કે કારને, ચારોં ધરિયા દેહ. ૪૨

## શત્રુતા

જીતને તારે ગગન મેં ઈતને શત્રુ હોય;
કૃપા હોય શ્રીરામ કી બાલ ન બાંકો હોય. ૪૩

તેરા વેરી કોઈ નહિ, તેરા વેરી ફયેલ,
અપના ફયેલ મિટા લે, ફિર ગલી ગલી કર સહેલ ૪૪

## દુનિયા

દુનિયા કહે મૈં દોરંગી, પલ મેં પલટી જાઉં:
સુખ મેં જો સો રહે, વાંકો દુઃખી બનાઉં. ૪૫

## નિંદા

નિંદા હમારી જો કરે મિત્ર હમારા સોય;
બિન સાબુ બિન પાની સે, મેલ હમારા ધોય. ૪૬

કાહુકો ના નિંદિયે સબ કો કહીએ સંત;
કરની અપની સોં તિરે મીલ ભજિયે ભગવંત ૪૭

અપનેકો ન સહરાઈએ, ઓર ન નિંદિયે કોય;
અજહુ લાંબા કાલ હય, ના જાનૂં કયા હોય. ૪૮



# હિંદમાતાને સંબોધન

ઓ હિંદ ! દેવભૂમિ ! સંતાન સૌ તમારાં !
કરીએ મળીને વંદન ! સ્વીકારજો અમારાં !
હિંદુ અને મુસલ્મિન, વિશ્વાસી, પારસી, જિન :
દેવી ! સમાન રીતે, સંતાન સૌ તમારાં !
રોગી અને નીરોગી, નિર્ધન અને તવંગર ,
જ્ઞાની અને નિરક્ષર : સંતાન સૌ તમારાં !
વાલ્મીકિ, વ્યાસ, નાનક, મીરાં, કબીર, તુલસી :
અકબર, શિવાજી, માતા ! સંતાન સૌ તમારાં !
સૌની સમાન માતા, સૌએ સમાન તેથી :
ના ઉચ્ચ નીચ કોઈ, સંતાન સૌ તમારાં !
ચાહો બધાં પરસ્પર, સાહો બધાં પરસ્પર ,
એ પ્રાર્થના કરે આ સંતાન સૌ તમારાં !



# શુકનની ઘડીઓ

ધર્મના વીર ! ઓ આર્યપૂત ! ઊઠજો !
સુભટના શુકનની વાગી ઘડીઓ;
ઉત્તરાયણ થયા, ઉત્તરે રવિ વળ્યા,
ભાનુના ભર્ગની વરસી ઝડીઓ. ૧

મૃત્યુને ખાળતા, શાન્તિને બોધતા,
ભીષ્મ પોઢયા હતા યુદ્ધઘાટે:
મૃત્યુને પરહરી, શાન્તિબાથાં ભરી,
શૂર ! ત્યમ સંચરો યુદ્ધવાટે ૩

સિંહના બાલથી ખેલતો—ગેલતો
એ ભરતગોત્રનાં ગોત્રજો છો:
સિંહને શસ્ત્ર શાં ? વીરને મૃત્યુ શાં ?
મૃત્યુનાં અમૃત ઓળખો છો. ૩

શાન્ત છો, દાન્ત છો, ધીર છો, વીર છો;
સુભટ છો સજ્જ નિઃશસ્ત્રતાથી:
ધર્મધ્વજ તમ ખડા, શસ્ત્ર સામાં વડાં:
શ્રી હરિ સત્યના સમરસાથી ૪



## ભારત ભાગ્યવિધાતા !

જનગણમન – અધિનાયક જય હે, ભારત – ભાગ્યવિધાતા,
પંજાબ સિન્ધ ગુજરાત મરાઠા, દ્રાવિડ ઉત્કલ બંગ
બિન્ધ્ય હિમાચલ જમુના ગંગા, ઉચ્છલ – જલધિ તરંગ
તવ શુભ નામે જાગે તવ શુભ આશિષ માગે
ગાહે તવ જયગાથા
જનગણ – મંગલદાયક જય હે, ભારત – ભાગ્યવિધાતા
જય હે ! જય હે ! જય હે !
જય જય જય જય હે ! ૧

અહરહ તવ આહ્‌વાન પ્રચારિત સુનિ તવ ઉદાર વાણી
હિન્દુ, બૌદ્ધ. શીખ, જૈન, પારસીક, મુસલમાન ખ્રિસ્તાની
પૂરવ પશ્ચિમ આસે તવ સિંહાસન પાસે
પ્રેમહાર હોય ગાઁથા
જનગણ – ઐક્યવિધાયક જય હે, ભારત – ભાગ્યવિધાતા

જય હે ! જય હે ! જય હે !
જય જય જય જય હે ! ૨

પતન-અભ્યુદય – બંધુર પંથા યુગ - યુગ – ધાવિત યાત્રી
તુમિ ચિરસારથી ! તવ રથચક્રે મુખરિત પથ દિનરાત્રી
દારુણ વિપ્લવ માઝે તવ શંખધ્વનિ બાજે
સંકટદુઃખત્રાતા
જનગણ – પથપરિચાયક જય હે, ભારત – ભાગ્યવિધાતા
જય હે ! જય હે ! જય હે !
જય જય જય જય હે !

ઘોર તિમિર ઘન નિબિડ નિશાથે પીડિત મૂર્છિત દેશે
જાગ્રત છિલ તવ અવિચલ મંગલ નતનયને અનિમેષે
દુઃસ્વપ્ને આતંકે રક્ષા કરીલે અંકે
સ્નેહમયી તુમિ માતા
જનગણ – દુઃખત્રાયક જય હે, ભારત-ભાગ્યવિધાતા
જય હે ! જય હે ! જય હે !
જય જય જય જય હે !

રાત્રિ પ્રભાતિલ ઉદિલ રવિચ્છવિ પૂર્વઉદયગિરિભાલે
ગાહે વિહંગમ પુણ્ય સમીરણ નવજીવનરસ ઢાલે
તવ કરુણારુણ રાગે નિદ્રિત ભારત જાગે
તવ ચરણે નત માથા
જય જય જય હે જય રાજેશ્વર ભારત – ભાગ્યવિધાતા
જય હે ! જય હે ! જય હે !
જય જય જય જય હે !



# ગુણવંતી ગુજરાત

**રાગ માઢ–તીન તાલ**

ગુણવંતી ગુજરાત, અમારી ગુણવંતી ગુજરાત!
નમીએ નમીએ માત! અમારી ગુણવંતી ગુજરાત!
મોંઘેરાં તુજ મણિમંડપમાં આ ઝૂકી રહ્યાં અમ શીષ,
માત મીઠી તુજ ચરણુ પડીને માગીએ શુભ આશિષઃ
અમારી ગુણવંતી ગુજરાત!

મીઠી મનોહર વાડી આ તારી નંદનવનશી અમોલ,
રસફૂલડાં વીણતાં વીણતાં ત્યાં કરીએ નિત્ય કલ્લોલ!
અમારી ગુણવંતી ગુજરાત!

સંત મહંત અનંત વીરોની વહાલી અમારી માત!
જય જય કરવા તારી જગતમાં અર્પણુ કરીએ જાત!
અમારી ગુણવંતી ગુજરાત!

ઊંડા ઘોર અરણ્ય વિષે કે સુંદર ઉપવન માંય,
દેશ વિદેશ અહોનિશ અંતર એક જ તારી છાંય!
અમારી ગુણવંતી ગુજરાત!

સુરસરિતા રસભર અમીઝરણાં રત્નાકર ભરપૂર!
પુણ્યભૂમિ ફળફૂલ – ઝઝૂમી માત! રમે અમ ઉર!
અમારી ગુણવંતી ગુજરાત!

હિંદુ, મુસલમિન, પારસી, સર્વે માત! અમે તુજ બાળ!
અંગઉમંગ ભરી નવરંગે કરીએ સેવા સહુ કાળ!
અમારી ગુણવંતી ગુજરાત!

ઉર પ્રભાત સમાં અજવાળી ટાળી દે અંધાર!
એક સ્વરે સહુ ગગન ગજવતો, કરીએ જયજયકાર!
અમારી ગુણવંતી ગુજરાત!

ખબરદાર

## અયિ માતૃભૂમિ

**રાગ ઝિંઝોટી—ગઝલ**

અયિ માતૃભૂમિ તેરે ચરણો મેં શિર નમાઉં
મૈં ભક્તિભેટ અપની, તેરી શરણ મેં લાઉં—ટેક

માથે પે તૂં હો ચંદન, છાતી પે તૂં હો માલા
જિહ્વા પે ગીત તૂં હો, મૈં તેરા નામ ગાઉં ૧

જિસસે સપૂત ઉપજે શ્રી રામ કૃષ્ણ જૈસે
ઉસ તેરી ધૂલિ કો મૈં, નિજ શીષ પે ચઢાઉં ૨

માની સમુદ્ર જિસકી ધૂલિકા પાન કરકે
કરતા હૈ માન તેરા ઉસ પૈર કો મનાઉં ૩

વે દેશ માનવાલે ચઢકર ઉતર ગયે સબ
ગિરે રહે ન કાલે તુઝ કો હી એક પાઉં ૪

સેવા મેં તેરી સારે ભેદોં કો ભુલ જાઉં
વહ પુણ્ય નામ તેરા પ્રતિદિન સુનું સુનાઉં ૫

તેરે હી કામ આઉં તેરા હી મંત્ર ગાઉં
મન ઔર દેહ તુઝ પર બલિદાન મૈં ચઢાઉં ૬



# રત્નહરણ

( લાવણી )

કોણ દુષ્ટ આવ્યો અહીં, વીરા ! કાળજ દીધું કોરી ?
કોણ અમારું અણમોલું તે રત્ન ગયો છે ચોરી ?
ગોરી સ્વતંત્રતા હો—ટેક.

હસતું ઘર અમ રડતું કીધું, શૂન્ય બધું અહીં લાગે;
કોણ ફરી વસતું તે કરશે તે જ પનોતા પાગે ?
ગોરી સ્વતંત્રતા હો !—કોણ. ૧

મંત્ર તંત્ર કંઈ કામ ન આવ્યાં, શસ્ત્ર પડ્યાં જ નકામાં
છળબળથી હાં ! કો પલકારે ગયો હરી એ શ્યામા :
ગોરી સ્વતંત્રતા હો !—કોણ. ૨

વનવન ઢૂંઢ્યાં પણ ન મળે કહીં. પડ્યાં વદન સહુ હેઠાં:
મધુર સખી ! રે આપણ વચ્ચે આ શાં જબરાં છેટાં ?
ગોરી સ્વતંત્રતા હો ! —કોણ. ૩

કાળો ક્રૂર દુર્ભાગ્યતણો ક્યાં છેક હજી છુપાવે ?
કિયા શોકવનમાં પૂરીને રાક્ષસ બિચ ઝુરાવે ?
ગોરી સ્વતંત્રતા હો ?—કોણ. ૪

નરવાનરનાં જૂથ મળે ક્યાં, ક્યાં હનુમાન અમારો ?
અંગદસેવક કોણ બનીને દે સંદેશો પ્યારો ?
ગોરી સ્વતંત્રતા હો !—કોણ. ૫

કોણ પાજ બાંધી સાગર પર, નહિ કીધું તે કરશે ?
રત્ન અમારું મળશે પાછું, તો જ હૃદય અમ ઠરશે !
ગોરી સ્વતંત્રતા હો !—કોણ, ૬

પ્રસાદ

જ્યાં એ છે ત્યાં જનનું જીવન, નહિ ત્યાં મૃત્યુ જ સારું !
એ વિણ રામ અદલ ક્યાં રહેશે ? આંખ વિના અંધારું !
ગોરી સ્વતંત્રતા હો !—કોણ. ૭

ખબરદાર



# ભારતમાતાને ભૂલતો મા !

**રાગ-કાફી**

સુખદુઃખમાં, ઉજ્જડ—ગરદીમાં.
વીરા ! તારી માતાને ભૂલતો કદી મા !—ટેક

કીર્તિને કાજે જગત બધું ધાજે, ગાજી જવાંમરદીમાં;
પણ સ્મરજે તુજ માત અમર એ જયજય ધન્ય ઘડીમાં !
વીરા ! તારી માતને ભૂલતો કદી મા ! ૧

સ્નેહીઓ સંગે, વિવિધ પ્રીતિરંગે, ખેલજે રસભરતીમાં;
એ રસને પૂર પણ ઉર ધરજે માતૃતરસ ધરતીમાં !
વીરા ! તારી માતને ભૂલતો કદી મા ! ૨

સાંજ સવારે કે અકળ અંધારે, કે ગરમી—શરદીમાં !
જ્યાં હો, વીરા ! ત્યાં હો મોંઘી એ માયા તુજ ચડતી પડતીમાં !
વીરા ! તારી માતને ભૂલતો કદી મા ! ૩

ગુલગુલ બિછાવે, વસંત વધાવે, એ તુજ મોજ બધીમાં,
માતને ઉર તુજ આશ રહે, જ્યમ વૈદથકી દરદીમાં !
વીરા ! તારી માતને ભૂલતો કદી મા ! ૪

છો અરિ તુજ પર દુઃખ વરસાવે, ફાવે કદાપિ બદીમાં;
માતૃસ્મરણ તુજ દુઃખહરણ હો !–વહેશે સૌ કાળનદીમાં !
વીરા ! તારી માતને ભૂલતો કદી મા ! ૫

એક જ આત્મનું આંસુ વહવજે, એક જ શબ્દ વદી "મા"
માતૃસેવાની એ ધન્ય અદલ પળ મળશે ન એક સદીમાં !
વીરા ! તારી માતને ભૂલતો કદી મા ! ૬

ખબરદાર



## ભાવના

અમે લૂખા ટુકડા ચાવીશું, જય ભારતની જ ગજાવીશું,
કદી માત્ર ચણાથી ચલાવીશું, તુજ સ્વતંત્રતા અપનાવીશું.
તુજ ખાતર આગ ભભૂકતી ઉપર, દોડી જશું ન વિમાસીશું,
યદિ નગ્ન રહી જીવન વીતે પણ, તુજ પર જાન નિઃસારીશું;
તુજ ખાતર દ્વારે દ્વારે ધક્કા, હસતે મુખડે ખાઈશું,
તુજ ખાતર સગપણ સૌ તોડી, મા ! તારી ધૂન મચાવીશું.
બીજી સૌ વાત ભૂલી જઈ, તુજ પવિત્ર નામ ગજાવીશું,
મા ! તારા વીર તનુજો થઈ ને, ધવલ કીર્તિ પ્રસરાવીશું;
અમ હાડ, માંસ ને જીવન સૌ સામગ્રી સાથ સજાવીશું;
મા ! અર્પી તારા ચરણયુગલમાં, આઝાદી અપનાવીશું

ભ. જી. નિમ્બાર્ક



# ઝંડા ઊંચા રહે હમારા—

વિજયી વિશ્વ ત્રિરંગા પ્યારા,
ઝંડા ઊંચા રહે હમારા

સદા શક્તિ બરસાને વાલા
રહેમ સુધા સરસાને વાલા
વીરોંકો હર્ષાને વાલા
માતૃભૂમિકા તનમન સારા —વિજયી૦

ઇસ ઝંડે કે નીચે નિર્ભય
લેં સ્વરાજ્ય યહ અવિચલ નિશ્ચય
બોલો ભારત માતા કી જય
સ્વતંત્રતા હી ધ્યેય હમારા —વિજયી૦

આવો પ્યારે વીરોં આવો
દેશધર્મ પર બલિ બલિ જાઓ
એક સાથ સબ મિલ કર ગાઓ
પ્યારા ભારત દેશ હમારા —વિજયી૦

ઇસકી શાન ન જાને પાવે
ચાહે જાન ભલે હી જાવે
વિશ્વ વિજય કરકે દીખલાયે
તબ હોગા પ્રણ પૂર્ણ હમારા —વિજયી૦



# ભારતી વીરનું કૂચગીત

આછાં અજવાળાં આવે, ધારો સહુ અંગ ઉમંગ
કંઈ કુંકુમ પગલાં પડતાં પૂર્વે રંગાયા શુભ રંગ:
ઓ વીર! જુઓ આકાશે ઊતરે પાછી અમ ગંગ:
હો! પ્રભુનાં વહાણાં વાય. ૧

મુજ આંખ ઠરી છે જોતી: એ આવે નવઅવતાર,
પગલે પગલે ચગદાતાં દેખું આજ અધમ અન્ધાર;
ઓ વીર! જુઓ ચોપાસે, જાગે ચેતન સહુ દ્વાર:
હો! પ્રભુનાં તેજ વહાય. ૨

મેં આજ સુણ્યા તે શબ્દો, તે વીરસ્વરોના ઘોષ,
તે શતગુણ મેઘતણા ગર્જનશું રેલ્યો ઊંડો રોષ;
ઓ વીર! બધે ભય નાસે, ને ડૂબે મોહ સદોષ:
હો! પ્રભુના સત્ય સુણાય. ૩

કો આવે છે જયઘોડે, છે વીર્યવિલાસી વેશ,
વિદ્યુત્ચમકાર સમી તરવારે હણતો અમ શમ ક્લેશ!
ઓ વીર! ધસો, ઝટ ઝીલો એ ઉરચેતન આદેશ!
હો! પ્રભુના મંત્ર ગવાય. ૪

મેં કીર્તિ જ ઝાંખી એની, એની જ સુણી મેં વાત;
જ્યાં ત્યાં દીઠા હૃદયઊછળતા સ્નેહતણા ઉત્પાત;
ઓ વીર! ફરી શાં ઊઘડે ગીતાનાં મર્મ પ્રભાત!
હો! પ્રભુના રથ રેલાય. ૫

મેં દીઠા એના ડેરા ઠોકાતા ઠામોઠામ;
મેં શંખ સુણ્યા ફૂંકાતા એના શહેરે ગામેગામ;
ઓ વીર ! ધસો ધ્વનિ કરતા એ ધ્વજ પૂંઠે અભિરામ !
હો ! પ્રભુની સ્વારી જાય. ૬

એ જયજય ગીતે આજે ધ્રૂજે ધરણી આકાશ;
એ ધર્મતણા જ ધડાકે પામે મોહ પ્રમાદ વિનાશ;
ઓ વીર ! રહો દૃઢ સત્યે: જ્યાં સ્નેહ વધે ત્યાં આશ:
હો ! પ્રભુનાં રાજ્ય છપાય ! ૭



## કદિ નહિ હારના

કદી નહિ હારના, ભાવે સાડી જાન જાવે,
અસી નહિ હારના, ભાવે સાડી જાન જાવે.
બિજલી તે આગ કોંનો પાની તુફાન કોલોં,
ન્હેરી ભુચાલ કોલોં—કદી૦

તોપ તલવાર કોલોં ગોલીયાંદી માર કોલોં,
ખડેદી ધાર કોલોં—કદી૦

કુરકી નીલામી કોલોં સખ્ત કલામી કોલોં,
ફાંસી કાલે પાની કોલોં—કદી૦

દીન ઈમાન નાલ, ધર્મ જ્ઞાન નાલ,
મર્દદી જબાન નાલ—કદી૦

માંઝેદ જોર નાલ, માલવેદે શોર નાલ,
સોહણીયાંદે બોલ નાલ—કદી૦

ધત્રી પોઢોહાર નાલ, સંદલીદી બાર નાલ,
ઝંગ સિયાલ નાલ—કદી૦

રામ દે પ્યાર નાલ, શાંતિ શબર નાલ,
રબ્બ સચિયાર નાલ—કદી૦

ચૌધરી



## સરફરોશી કી તમન્ના

સરફરોશીકી તમન્ના અબ હમારે દિલમેં હય,
દેખના હૈ જોર કીતના બાજુએ-કાતિલમેં હય,
રહરવે રાહે-મહોબ્બત રહે ન જાના રાહમેં,
લજ્જતે સેહરાન-વર્દી દૂર યે મંઝીલમેં હય.
આજ ફિર મકતલમેં કાતિલ કહ રહા હૈ બાર બાર,
કયા તમન્નાએ-શહાદત ભી કિસી કે દિલમેં હય.
અય શહીદે મુલ્કે-મિલ્લત મેં તેરે ઉપર નિસાર,
અબ તેરી હિમ્મત કી ચર્ચા ગૈરોં કી મહેફિલમેં હય.
વખ્ત આને દે બતાદેંગે તુઝે અય આસમાં!
હમ અભી સે કયા બતાએં કયા હમારે દિલમેં હય.
અબ ન પહેલે વલવલે હૈં ઔર ન અરમાનોકી ભીડ,
સર્ફ મિટ જાનેકી યક હસરત દિલે-બિસ્મિલમેં હય.

બિસ્મિલ.



# મારી ભરતભૂમિ

મારી ભરતભૂમિ!
રૂપાળી, રઢિયાળી, યશાળી, સુશીલ પુનિત!
તારા ચરણ ચૂમી,
આનંદે વંદું જય જય હરદમ નિત્ય!

દુનિયામાં દેશ અનેક જ છે,
સૌ સૌમાં કાંક વિશેષ જ છે!—
પણ તું તો અલૌકિક એક જ છે!
મારી ભરતભૂમિ—

કોણ આવે હિમાલયની હારે?
કોહિનુરે અન્ય હીરા હારે;
વણ શેલડી સરસ સાકર ક્યાં રે?
મારી ભરતભૂમિ—

સાથે વિશ્વંભરવહાલી તું ઝાઝી,
સમૃદ્ધિ સ્વાભાવિક બધી સાજી,
તને પ્રભુએ કરી પ્રિય પ્રમુખાજી,—
મારી ભરતભૂમિ—

ઓએો પણ અબળા જે બાકી,
તેણે દેશભક્તિ સબળા દાખી,
ઇતિહાસ જ છે એનો સાખી,—
મારી ભરતભૂમિ—

તારાં કાર્ય ત્યારે યવને ભાખ્યાં,
મહાશીલ નિર્મળ બુદ્ધિવાળાં,
અહા ! "દેવાં કમાડે પડે ન તાળાં,"
મારી ભારતભૂમિ—

સેવું નિત્ય પુનિત તવ રજ ચૂમી,
ધન્ય ભાગ્ય નવલનાં તું જન્મભૂમિ;
તારી ભક્તિ રગેરગ રહી જ ધૂમી,
મારી ભરત ભૂમિ—

—સ્વ. નવલરામ.



## બલવીર બાલકો

### આશાની ધુન

બાલકો ! બલવીર બનીએ :
બાલકો ! બલવીર :

વીર વિક્રમ સમ વિચરીએ,
સ્થિર પદ પાછાં ન ભરીએ.
પંથ પ્રગતિનાં વિચરીએ :
બાલકો ! બલવીર :

સત્ત્વનાં રસપાન કરીએ,
સત્યના જ્યોતિ જ ઝીલીએ,
પ્રબળ નિર્મળ દેહ ધરીએ :
બાલકો ! બલવીર :

સ્નિગ્ધ નિર્ભય મીટ ભરીએ,
બોલ ઉજળાં–ફૂલ વદીએ,
આત્મદર્શન એમ ધરીએ :
બાલકો ! બલવીર :

દેવના તો દૂત બનીએ,
ચેતના દીન ઉર ભરીએ,
સ્વર્ગ સુંદર એમ રચીએ :
બાલકો ! બલવીર :

લલિત

## માડીની ઝૂંપડી

દુ:ખિયાંનો વિસામો રે, માડી તારી ઝૂંપડી,
રણવગડાનો છાંયો રે આંધળિયાંની લાકડી.
કુંજ નિકુંજે લચી વલ્લરી, નિર્ઝરિયાં સંતાય,
અમલ કમલદલ પર પંખીડાં, બ્રહ્મલીલાને ગાય;
રઢિયાળી એ વાડી રે, સોહવતી જે ઝૂંપડી,
આજે ખાવા ધાતી રે નિર્જન રણમાં ઝૂંપડી–દુઃખિયાં

ધર્મ કર્મ રસ કસ લૂંટાયાં ઘર ઘરવખરી હીર,
છતી સંતતિ સત્ત્વ લૂંટાયું, ખેંચાયાં તુજ ચીર;
લૂંટાતી એ માડી રે, ખાલી તારી ઝૂંપડી,
ખાલી તો યે મારી રે, માડી તારી ઝૂંપડી–દુઃખિયાં

ધન સંચી ખેતર સૂકવિયાં, દવ પ્રેર્યો ચોપાસ,
રાતી વિભુની આંખડી દેખી પંખીડાં પામે ત્રાસ;

તેને સોડે સા'તી રે, માડી તારી ઝૂંપડી,
પોષણિયાં શી પાતી રે, આછી જાડી રાબડી–દુઃખિયાં
વન વીંટયાં સીંચાણે સઘળાં, અવશ પડયાં તુજ બાળ,
કામ–ક્રોધને હડધૂત કરીને રણવગડે દે માર;
અંકે લેવા ધાતી રે, તેને માતા રાંકડી,
શીળો છાંયે છાતી રે, માડી તારી ઝૂંપડી–દુઃખિયાં.
કણકણ કાજે વનવન વીંઝે તુજ બાલુડાં પાંખ.
પણ સુખદુઃખનાં લહાણાં લેવા, ઠરતી તુજ પર આંખ
અંતે તું સંઘરતી રે માતા મારી દૂબળી,
પ્રભુનો પથ દાખવતી રે, માડી તારી ઝૂંપડી–દુઃખિયાં.
તું જ જીવન અમ તું સર્વસ્વ, તું જ સુધાનો સાર,
મૂર્તિમતી વત્સલતાદેવી, તું સુરલોકનું દ્વાર;
નંદનવન શી વા'લી રે, અમને તારી ઝૂંપડી,
જન્મભૂમિવ્રત પાળી રે, શણગારીશું ઝૂંપડી–દુઃખિયાં.

સ્વ. જીવાભાઇ પટેલ

## મનમોહન બલિહાર ગાંધીજી !

મનમોહન બલિહાર ગાંધીજી !
સુરસૈન્ય સરદાર ગાંધીજી !
નૂતન યુગ ઘડનાર ગાંધીજી !
દૈવી તેજચમકાર ગાંધીજી !
ગુર્જરી કુંજે ગાજે ગાંધી !
નંદનવન વન વાજે ગાંધી !
રાજ બને વિણ તાજે ગાંધી !
દિલ દિલ સર્વ નવાજે ગાંધી !

જગત માત્રનું નૂર ગાંધીજી !
જ્ઞાનામૃતનું પૂર ગાંધીજી !
ભારતબસી સૂર ગાંધીજી !
દિલ દરિયે ભરપૂર ગાંધીજી !

ગાય-ગોપ-ગોપાલક ગાંધી !
સત્યાગ્રહ-સંચાલક ગાંધી !
હિંદજનોના તારક ગાંધી !
જગત સર્વ ઉદ્ધારક ગાંધી !

ખાદી પ્રભુતા તોલ ગાંધીજી !
આભૂષણ અણમોલ ગાંધીજી !
કુંજ કુંજ કિલ્લોલ ગાંધીજી !
રાષ્ટ્રચેતના બોલ ગાંધીજી !

જ્ઞાનમાર્ગમાં બ્રાહ્મણ ગાંધી !
રણશૂરવીર રણાંગણ ગાંધી !
વૈશ્યકુળનું ભૂષણ ગાંધી !
શોભાવે સેવકગણ ગાંધી !

સાધુજીવન સુલહાણ ગાંધીજી !
સત્યવચનની ખાણ ગાંધીજી !
રાષ્ટ્ર પ્રકાશે ભાણ ગાંધીજી !
ભારતજીવન-પ્રાણ ગાંધીજી !
મનમોહન બલિહાર ગાંધીજી !

ગોકુળદાસ રાયચુરા



# જન્મભૂમિનું જયમંગળ

જયમંગલ પ્રિય જન્મભૂમિનું ગજાવીએ:—
ભગીરથ સમ વિરલ વીર, ભારતી સુભટ સુધીર,

ઉરસમુદ્રને હિમાલયે ઉછાળીએ—
જનનીઅંક ઝૂલીએ, ઝનૂની રંગ ઝીલીએ,
આત્મબળ ઉજાશથી બધું ઉજાળીએ— જય૦

સત્યઅર્થ સજ્જ થાઓ, વિજય વાવટા ઉડાવો,
વીરધર્મથી ધરા સદા ધ્રુજાવીએ-- જય૦

સત્યથી સચવાય સ્વત્વ સમજીએ થઈ પ્રવૃત્ત
ઘૂમીએ ઝઝૂમી જંગ તો મચાવીએ— જય૦

ભૂતળ ફોડી ફેંડીએ, ઊંડી જડો ઉખેડીએ
દોર ને દમામ દેશનો જમાવીએ— જય૦

સ્થિતિસમય સ્વીકારીએ, પ્રવૃત્તિયજ્ઞ યોજીએ,
જાતને સ્વદેશ કાજ કાં ન હોમીએ?— જય૦

માત દીન દુભાય છે; સપૂત! પીડા પિછાનીએ,
દૂધ દીપાવીએ, ઉમંગને વધાવીએ— જય૦

દેશસેવના સ્વધર્મ, અન્ય ન કર્તવ્ય કર્મ,
આત્મભાવથી બધું પ્રભુમય પિછાનીએ-- જય૦

લલિત



# અમારો દેશ

અમે ભરતભૂમિના પુત્રો ! અમ માત પુરાણુ પવિત્ર,
રે જેનાં સુંદર સૂત્રો ઝળકાવે ઉચ્ચ ચરિત્ર;
અમ અંતરને ઉદ્દેશી કરશું હોંકાર હમેશ;
અમે હિન્દી, હિન્દી, હિન્દી ! આ હિન્દ અમારો દેશ! ૧

અંધાર વિષે અથડાતાં, કે ફરતાં ભવ્ય પ્રકાશ,
પડતાં રડતાં રગડાતાં કે કરતાં હાસ્ય વિલાસ,
પળપળ અમ ઉરનિધિએ શી હા ઊછળે ઊર્મિ અશેષ!
અમે હિન્દી, હિન્દી, હિન્દી ! આ હિન્દ અમારો દેશ! ૨

ક્યાં હશે હિમાલય જેવો ? ક્યાં પુણ્ય પવિત્ર જ ગંગ ?
ક્યાં મળે અલૌકિક એવા સહુ દેશ તણા બહુ રંગ ?
ક્યાં મુનિ ઈશ્વરજન બેસી કરતા પ્રભુપંથ ઉજેશ ?—
અમે હિન્દી, હિન્દી, હિન્દી ! આ હિન્દ અમારો દેશ ! ૩

ક્યાં રામ યુધિષ્ઠિર ઘૂમ્યા ? ક્યાં ગર્જ્યા અર્જુન ભીમ ?
ક્યાં રજપૂતવીર ઝઝૂમ્યા બલ દાખવવા અસીમ ?
રે ભૂલીએ તે રીતે શી, અમ અંતરથી લવલેશ ?—
અમે હિન્દી, હિન્દી, હિન્દી ! આ હિન્દ અમારો દેશ ! ૪

નથી રે જીવવું પરઆશે, છે પારકી આશ નિરાશ.
નથી કર ધરવો કો પાસે, સ્વાશ્રયનો છે ઉલ્લાસ;
કંઈ પુણ્ય પ્રભા જ પ્રવેશી, અહીં દે અમને ઉપદેશ :—
અમે હિન્દી, હિન્દી, હિન્દી ! આ હિન્દ અમારો દેશ ! ૫

ધમ ધમ ધરણી ધ્રૂજવશું, અમ દેશ તણાં કરી ગાન;
જય જયનાદ ગજવશું, દઈશું મોંઘા અમ પ્રાણ !—
એ ભક્તિ વશી ઉર, તે શી દેજો શક્તિ પરમેશ !
અમે હિન્દી, હિન્દી, હિન્દી ! આ હિન્દ અમારો દેશ ! ૬

—ખબરદાર



## અનન્ય ભારત

માત હો ! ચાહું તનમનથી :
માત હો ! સાહું તનમનથી :
નથી નથી તુજ જેવી, ભારત ! જગમાં અન્ય નથી !—
માત હો ! (ટેક)

જ્યાં પ્રભુમુખના રસબોલ પ્રથમ બોલાયા,
જ્યાં અગમનિગમના ભેદ પ્રથમ ખોલાયા,
જ્યાં ધર્મકર્મના યોગ ખરા તોલાયાઃ
જે વસાઈ સુરજનથી રે—
ભલી જે વસાઈ સુરજનથીઃ
નથી નથી તુજ જેવી, ભારત ! જગમાં અન્ય નથી !
માત હો !–૧

જ્યાં જુગજુગના ઇતિહાસ જાણે સત છે જે,
જ્યાં સ્વર્ગ – નરકના મર્મ પમાતા સહેજે,
જ્યાં અક્ષયપાત્ર અનેક ભરેલાં તેજેઃ
જે સવાઈ નન્દનથી રે—
ગણી જે સવાઈ નન્દનથીઃ

નથી નથી તુજ જેવી, ભારત ! જગમાં અન્ય નથી !
માત હો !–૨

જ્યાં ઋષિઋષિનાં નક્ષત્ર અચળ ઝળહળતાં
જ્યાં નવજીવનનાં અમી યુગેયુગ મળતાં,
જ્યાં વહ્યાં ભક્તિરસ–નીર ગંગશું ભળતાં:

જે સજાઈ ઉરધનથી રે—
ભવ્ય જે સજાઈ ઉરધનથી !

નથી નથી તુજ જેવી, ભારત ! જગમાં અન્ય નથી !
માત હો !–૩

જ્યાં સરસ્વતીના વાસ પુણ્યભર શોભે,
જ્યાં કવિતાદેવી સૂર ભરે નભમોભે,
જ્યાં લક્ષ્મીના ભંડાર જગતમન લોભે :

જે ગવાઈ વન્દનથી રે—
જગે જે ગવાઈ વન્દનથી :

નથી નથી તુજ જેવી, ભારત ! જગમાં અન્ય નથી !
માત હો !–૪

જુગ જુગમાં જયટંકાર, માત ! તેં કીધા,
તુજ આત્મપ્રકાશ અનેક પ્રજાએ પીધા,
તુજ આશ્રમના આધાર અનાથે લીધા :

તું તવાઈ નિજ તનથી રે—
સદા તું તવાઈ નિજ તનથી :

નથી નથી તુજ જેવી, ભારત ! જગમાં અન્ય નથી !
માત હો !–૫

શું ત્રીશ ક્રોડ અમ જીભ ગાય ગુણ તારા !
ઉર ઉરમાં વાગી ઘંટ કરે રણકારા
અમ સદન સદન પડછંદ ભરે કંઈ ન્યારા !

દે વધાઈ દર્શનથી રે—
માત ! દે વધાઈ દર્શનથી !

નથી નથી તુજ જેવી, ભારત ! જગમાં અન્ય નથી !
માત હો !–૬

અમ આત્મઆત્મ સન્દેશ લઈ તુજ ફરશું,
તુજ નવચેતનના ભેખ ધરી ઉર ભરશું,
મુખ ધરી પુણ્યભર નામ જીવશું મરશું !

તું જડાઈ જીવનથી રે—
માત ! તું જડાઈ જીવનથી !

નથી નથી તુજ જેવી, ભારત ! જગમાં અન્ય નથી !
માત હો !–૭

—ખબરદાર

## કેમ ગમે ?

ધરતીને પટે પગલે પગલે
મૂઠી ધાન વિના નાનાં બાળ મરે,
પ્રભુહીન આકાશેથી આગ ઝરે;

અહોરાત કરોડ કરોડ ગરીબોના પ્રાણ ધનિકોને હાથ રમે
ત્યારે હાય રે હાય કવિ ! તુંને સંધ્યાના રંગ તણાં શેણે ગીત ગમે ?

લથડી લથડી ડગલાં ભરતી,
લાખો નાર ગલી ગલીએ ફરતી,
સારી રાત ભૂખી મજૂરી કરતી;

'મારાં બાળ પરોઢિયે જાગીને માગશે ભાત' વિચારી એ દેહ દમેઃ
ત્યારે હાય રે હાય કવિ ! તુંને પંખી ને પાણી તણાં શેણે ગીત ગમે ?

લાખો મિલ-મજૂરોની આંખ મહીં
ઘૂમે મૃત્યુની છાંય, શું દીઠી નહિ ?
એની યંત્રોમાં કાય પિસાઈ રહી,

જેની જિંદગી સારી રુધિરભીની કથની સમી કેમ સૂઝે ન તને ?
અને હાય રે હાય કવિ ! તુંને કુંજો ને કોકિલનાં શેણે ગીત ગમે ?

મન ! છોડ નિહાળવા તારલિયા,
કાળાં કેદખાનાં કેરા જો સળિયા !
એનાં ક્રંદન તેં નથી સાંભળિયાં ?

એની ભીતર મૌન એકાકી રિબાઈ રિબાઈ હજારોના પ્રાણ શમે :
ત્યારે હાય રે હાય કવિ ! તુંને સાગરતીર કેરાં શેણે ગીત ગમે ?

મહા રોગ ને મૃત્યુના સાગરમાં
લાખો ચીસ નિઃસાસ ભર્યાં જગમાં,
સિતમે સળગંત ધરા-તલમાં;

રસ સુંદરતા કેરી શાયરી છે બધી જાળ સોનેરી ભૂખ્યાં જનને :
ત્યારે હાય રે હાય કવિ ! તુંને શબ્દોની ચાતુરી ગૂંથવી કેમ ગમે ?

દિનરાત જેઓની નસેનસમાં
પડે ઘોષ ભયંકર યંત્ર તણા.
પીએ ઝેરી હવા જે દમેદમમાં,

એને શાયર શું ? કવિતા શું ? ફૂલો અને તારલિયામાં એ કેમ રમે ?
ત્યારે હાય રે હાય કવિ ! તુંને કૃષ્ણકનૈયાની બંસરી શેણે ગમે ?

સારા વિશ્વની જે દિ' ક્ષુધા શમશે,
ભૂખ્યાં બાળુડાં પેટ ભરી જમશે,
પૂરી રોટી પ્રતિ જનને જડશે,

કવિ ! તે દિન નીલ આકાશ તારા કેરી સુંદરતા સહુ સાર્થ બને :
તારાં કૂજન આજ જલાવી દે પ્રાણ ! રે દંભ ગાવા તને કેમ ગમે ?

હરીન્દ્રનાથ ચટ્ટોપાધ્યાય



## ટિળકનો દેહોત્સર્ગ

તૂટયા વીણાતાર, ગીત થતાં બસૂરાં હવે;
નયણે નીતરે ધાર, હૈડું હિન્દ તણું દ્રવે :

પાર્ષદ આમ અકાળ, પ્રેર્યો શીદ તુજને ઈશ ?
જતાં કેસરી-બાળ, નન્દનવન ઉજ્જડ દીસે !

ભરવર્ષામાં ગ્રીષ્મ, તપવી તેં અમ તપ ભણે;
ભરતખંડમાં ભીષ્મ, છાજ્યો ના અધૂરાં પુણ્યે !

ઊલટયો ભરતીઓટ, ડોલી નૌકા દેશની;
પડી ખોટમાં ખોટ, મુરાદ શી પરમેશની !

ખીલવ્યાં સ્વરાજ્યઅંગ, 'સ્વ-હક્ક' મંત્ર ફૂંક્યા મહા;
દીઠા ન પાક પ્રસંગ, ને ટિળક દેવ જ થયા!

ગાજે ઘન સમ વીર ઘણા ય નેતા નામના;
નિધિસમ તમ ગમ્ભીર, અમર સ્મરાશે નામના.

મેઘઘટા ઘનઘોર, છાઈ રહેશે સૃષ્ટિને;
ઉજ્જવલ તવ સ્મૃતિદોર, ચેતન પાશે દૃષ્ટિને.

તપાવશો તમ તેજ, સૂર્ય-શશીનાં નૂર સહે;
નિજ આદર્શ વડે જ, અમ જીવન ઉજ્જવલ વહે.

પ્રફુલ્લ પુષ્પ સમાન, સુગંધ દઈને સંચર્યા,
જન્મ્યું જીવ્યું પ્રમાણ, યશ શાશ્વત શાંતિ વર્યા!

કેશવ હ. શેઠ



## જય સ્વદેશ! જય સ્વરાજ્ય!

જય સ્વદેશ!
જય સ્વરાજ્ય!

જય પ્રભુ! પ્રજા-સમાજ!
જય સ્વદેશ! જય સ્વરાજ્ય!

ઉજ્જવલ પરમાત્મ-રાજ્ય:
સર્વ હિત ભર્યું સામ્રાજ્ય:

સ્વેચ્છાનું સ્વસ્થ રાજ્ય!
જય સ્વદેશ! જય સ્વરાજ્ય!

અંતરે એક જ અવાજ :
એક આદેશ એક સાધ્ય :
જન્મદેશ જીવિત તાજ !
જય સ્વદેશ ! જય સ્વરાજ્ય !

દેશ દાઝ : દેશ કાજ :
દેશ – બંધુતાની લાજ :
પ્રેરો પ્રભુ દેશ આજ !
જય સ્વદેશ જય સ્વરાજ્ય !

જય પ્રભુ ! પ્રજા ! સમાજ !
જય સ્વદેશ ! જય સ્વરાજ્ય !

લલિત



# અરે મુજ માવડી

અરે મુજ માવડી ભારત ! દશા આ શી થઈ તારી;
ખલકની જે હતી ન્યારી, ગઈ ક્યાં સુરખી સારી ?

ભૂલ્યાં તુજ બાળ પંથ રૂડા, પડ્યાં જઈ હાય ! ક્યાં કૂપે;
ભટકતાં ભાન ભૂલી તાનમાં નવ માર્ગ કંઈ સૂઝે.

બન્યાં મોહાંધ વિલાસે ગુમાવી જ્ઞાન – ચક્ષુને;
સુનિત – ધર્મ – ભક્તિ – શીલ – સ્તંભોને ઉ ડા વી ને.

ઠગાયાં હા ! કીધાં પાનો વિષમ વિષને સુધા માની,
થઈ વિત્ત – વાન – વીર્ય તણી પૂરેપૂરી પછી હાનિ.



## સ્વરાજધ્વજગીત

ફર ફર ફર ફર ફર ફર ફર ફર ઓ વહાલા ધ્વજરાજ !
વિજય વિજય જો વિભુજી ધાયા સહાય થવા તુજ આજ !
વ્યોમ મહીં જો જ્યોતિ ઝળકે ઝબક ઝબક શી થાય !
તિમિર તણાતું જાતું જો જો આનંદ ઉર ઊભરાય !
ભારતીય બાળ ધીર ધારજો તમોઃ
કર્મક્ષેત્ર – ઈશશરણ – માર્ગમાં રમો.
કર્મવીર શૂરવીર શ્રેષ્ઠ થઈ ભમો;
દેશકાજ દેહ દઈ દેવને ગમો.

## રૂડો મારો રેંટિયો

ગાંધીએ બતાવ્યો રે
ભલો દિલમાં ભાવ્યો રે
રૂડો મારો રેંટિયો—હોજી
એ રેંટિયામાં ગુણ છે અપરમપાર
ધીમો ધીમો ચાલે રે
મીઠો મીઠો ગાજે રે
રૂડો મારો રેંટિયો—હોજી
પાંખ રૂડી પંખા રૂડા ઉજ્જવલ એનો નાદ
ઉજ્જવલ પૂણી ઓપતી ઉજ્જવલ મારા હાથ
હિંદ કેરો હીરો રે
દેશ કેરો દીવો રે
રૂડો મારો રેંટિયો—હોજી



# દેશ—ગીત

અમારી માતૃભૂમિ કાજ અમારા પ્રાણ અર્પીશું
ભૂમંડળશ્રેષ્ઠ ભારતની જ્વલંત જ્યોતિ જગાવીશું—

કવિઓની ઋષિઓની મહા બલવીર વીરોની,
દુનિયાની દુલારી દેવીને દશ દિશ દીપાવીશું—

કૃષ્ણચંદ્ર રઘુનંદ ને ધર્મધુરંધર ધીર;
અર્જુન કર્ણ પ્રતાપની પ્રસૂતા ભૂમિ વીર.
અમારી એ ભવ્ય ભારતનો વિજયડંકો વગાવીશું—

સુમાર્ગોના બની રાગી, ભભક પશ્ચિમની ત્યાગી;
પુનિત પુરુષાર્થ પૂર્વજનો પૂરેપૂર પ્રકટાવીશું—

ભરત ભીમ ભડ ભીષ્મની, ભારતભૂમિ ભવ્ય;
તનય જનુની એહના સમજી અમ કર્તવ્ય,
બની સાચા શૂરા સંતાન વિજયધ્વજ ફરફરાવીશું—

ઉડુગણમંડળ ચંદ્રમા ઓપે જેમ અપાર;
વિશ્વમંડળે ભારતી સૃષ્ટિ તણો શૃંગાર;
અજબ ઓજસ એ પ્રાચીનનું ફરીને અજવાળીશું.



# જગાવો ભારતને કિરતાર

જગાવો ભારતને કિરતાર !
રામ સમોવડ શાસક શોધું પયગમ્બર અવતાર,
મુગ્ધ બને જેના શાસનને જોઈ વિશ્વ—સંસાર :
—જગાવો.

દે બળપ્રેરક બળિભદ્રવીર. થવા સ્વદેશોદ્ધાર :
ક્ષુધા, તૃષા, ઉરતાપ ટળે ને પીગળે જીવનભાર!
—જગાવો.

ધનિક જાગે, કોવિદ જાગે, જાગે ખેતીકાર
જાગે જનની, બાલ, બાલિકા : સજે સ્નેહ કલ્યાણ :
—જગાવો.

ભરતખંડના ભ્રમિત ભેદો ભેદી, સરજનહાર!
સમસ્ત હિન્દી કરે ઐકયથી સ્વરાજ પદસંચાર :
પ્રભો! અમ સ્તુતિનો આ સાર.
—જગાવો.

કેશવ હ. શેઠ

## દેવીનું ખપ્પર

ભર ભર મારું ખપ્પર, ભૈયા! ઓ ભારતના વાસી!
ઘર ઘર ભીખું હરનિશ ફરતી, હું જુગજુગની પ્યાસી:
ખપ્પર ભરો ભરો હો!—(ટેક)

ક્ષણ ક્ષણ ગણતાં મન શોષાયું, શોષાયું તન ત્રાસી;
બાર બાર સૈકાથી ભટકું, અરે અરે ઉપવાસી:
ખપ્પર ભરો ભરો હો!

અંજલિ નાખે, ખોબો નાખે, નાખે કો ભરપ્યાલી,
જુગસૂકું તળિયું દે શોષી, ખપ્પર તો રહે ખાલી:
ખપ્પર ભરો ભરો હો!

ઓ ભયા ! જુગતા જુગ વીત્યા, હવે નહિ એ ચાલે,
નદ ઉલટાવો, સિંધુ ભરાવો–છલ ભરો ઉછાળે !
ખપ્પર ભરો ભરો હો !

ગાજ વીજ ને મુશળધારે રેલ રેલ જગ છાતી,
એક ઝાપટે નવ ચોમાસું : વીર ! તૃષા ન છિપાતી :
ખપ્પર ભરો ભરો હો !

જ્યોત જ્યોતિ ઘરઘર જો સળગ્યો, રોતી રોતી શું માગું !
શિર કાપી ખપ્પરમાં નાંખો, કરો કાળજું આધું !
ખપ્પર ભરો ભરો હો !

એક કેસરીની ત્રાડે તો ભરી દીસે વનવસ્તી,
એક વીરરસની મસ્તીમાં કરુણતણી ક્યાં હસ્તી ?

—ખબરદાર



# આમાર દેશ

હિંદ આમાર, જનની આમાર,
ધાત્રી આમાર, આમાર દેશ.
કેન ગો મા તોર શુષ્ક નયન ?
કેન ગો મા તોર રૂક્ષ કેશ !

કેન ગો મા તોર ધુલાય આસન,
કેન ગો મા તોર મલિન બેશ !
ત્રિંશ કોટી સન્તાન જાર
ડાકે ઉચ્ચે આમાર દેશ.

કોરસ— કિસેર દુઃખ, કિસેર દૈન્ય,
કિસેર લજ્જા, કિસેર કલેશ !
ત્રિંશ કોટિ મિલિત કણ્ઠે
ડાકે ઉચ્ચે આમાર દેશ.

ઉદિલ જેખાને બુદ્ધ–આત્મા
મુક્ત કરિલ મોક્ષદ્વાર,
આજિ ઓ જુડિયા અર્દ્ધ જગત્
ભક્તિ–પ્રણત ચરણ તાર !
અશોક જાહાર કીર્તિ છાઇલ,
ગાન્ધાર હ'તે જલધિ શેષ,
તુઈ ત ના મા ! ગો તાદેર જનની ?
તુઈ ત ના મા ! ગો તાદેર દેશ ?

કોરસ— કિસેર દુઃખ ઇત્યાદિ.

એકદા જાહાર બિજય–સેનાનિ,
હેલાય લંકા કરિલ જય,
એકદા જાહાર અર્ણબ પોત
ભ્રમિલ ભારત સાગરમય;
સન્તાન જાહાર તિબ્બત ચીન
જાપાને ગઠિલ ઉપનિવેશ,
તાર કિ સાજે ગો ધુલાય આસન ?
તાર કિ સાજે ગો છિન્ન બેશ ?

કોરસ— કિસેર દુઃખ ઇત્યાદિ.

ઉદિલ જેખાને મુરજ મન્દ્રે
નિમાઈ કણ્ઠે મધુર તાન,

ન્યાયેર બિધાન દિલ રઘુમણિ,
  ચણ્ડિદાસ ગાહિલ ગાન !
યુદ્ધ કરિલ પ્રતાપાદિત્ય,
  તુઈ ના મા સેઈ ધન્ય દેશ ?
ધન્ય આમરા, જદિ એ શિરાય
  થાકે તાદેર રક્ત લેશ !

કોરસ— કિસેર દુઃખ ઈત્યાદિ.

જદિ ઓ મા તોર દિવ્ય આલોક,
  ઘેરે આછે આજિ આન્ધાર ઘોર,
કેટે જાબે મેઘ, નવીન ગરિમા
  ભાતિબે આબાર લલાટે તોર !
આમરા ઘુચાબ મા ! તોર કાલિમા !
  માનુષ આમરા, નહિ ત મેષ !
દેવી આમાર, સાધના આમાર,
સ્વર્ગ આમાર, આમાર દેશ !

કોરસ— કિસેર દુઃખ ઇત્યાદિ.

દ્વિજેન્દ્રલાલ રૉય



# અમારો દેશ

અમારો હિન્દ, અમારી જનની,
ધાત્રી અમારી, અમારો દેશ !
શા માટે, મા, તારાં શુષ્ક નયન ?
શા માટે, મા, તારા રુક્ષ કેશ ?

શા માટે, મા, તારી ધૂળમાં બેઠક ?
શા માટે; મા, તારો મલિન વેશ ?
તેત્રીસ કરોડ સંતાન જેનાં,
મુખેથી બોલે 'અમારો દેશ'!

( સહગાન )

શેનું આ દુઃખ ? શેનું આ દૈન્ય ?
શેની આ લજ્જા ? શેનો આ કલેશ ?
તેત્રીસ કરોડ એક જ સ્વરે,
મુખેથી બોલે 'અમારો દેશ'!

—હરિહર ભટ્ટ

## જય જય ગરવી ગુજરાત!

જય જય ગરવી ગુજરાત!
જય જય ગરવી ગુજરાત!
દીપે અરુણું પરભાત—જય જય૦
ધ્વજ પ્રકાશશે ઝળળળ કસુમ્બી, પ્રેમશૌર્ય અંકિત;
તું ભણવ ભણવ નિજ સંતતિ સહુને, પ્રેમભક્તિની રીત—
ઊંચી તુજ સુન્દર જાત,
જય જય ગરવી ગુજરાત!

ઉત્તરમાં અમ્બા માત,
પૂરવમાં કાળી માત;
છે દક્ષિણ દિશમાં કરન્ત રક્ષા કુન્તેશ્વર મહાદેવ;
ને સોમનાથ ને દ્વારકેશ એ પશ્ચિમ કેરા દેવ—

જે સહાયમાં સાક્ષાત,
જય જય ગરવી ગુજરાત!
નદી તાપી નર્મદા જોય.
મહી ને બીજી પણ જોય,
વળી જોય સુભટના જુદ્ધરમણને, રત્નાકર સાગર;
પર્વત ઉપરથી વીર પૂર્વજો, દે આશિષ જયકર—
સંપે સોંયે સહુ જાત;
જય જય ગરવી ગુજરાત!
તે અન્હિલવાડના રંગ,
તે સિદ્ધરાજ જયસંગ;
તે રંગ થકી પણ અધિક રંગ થશે સત્વરે માત,
શુભ શકુન દીસે મધ્યાહ્ન શોભશે વીતી ગઈ છે રાત—
જન ઘૂમે નર્મદા સાથ;
જય જય ગરવી ગુજરાત!

—કવિ નર્મદ



## અભિલાષા

મેરી જાં ન રહે મેરા સર ન રહે સામાં ન રહે ન યે સાજ રહે:
ફકત હિન્દ મેરા આઝાદ રહે માતા કે સર પર તાજ રહે.
મેરી જાં ન રહે૦

પેશાનીમેં જિસકે શોભે તિલક ઔર ગોદ મેં ગાંધી વિરાજ રહે;
ન યે દાગ બદનમેં સુફેદ રહે ન તો કોઢ રહે ન યે ખાજ રહે.
મેરી જાં ન રહે૦

શીખ હિન્દુ મુસલ્માં એક રહે ભાઈ ભાઈસા રસ્મો રિવાજ રહે.
ગુરુ ગ્રન્થ કુરાન પુરાન રહે મેરી પૂજા ઔર નમાજ રહે
મેરી જાં ન રહે૦

મેરી ટૂટી મડૈયામેં રાજ રહે કોઈ ગૈર ન દસ્તન્દાજ રહે.
મેરી બીનકે તાર મિલે હોં સભી એક ભીની મધુર અવાજ રહે.
મેરી જાં ન રહે૦

યે કિસાન મેરે ખુશહાલ રહે પૂરી હો ફઝલ સુખ સાજ રહે૦
મેરે બચ્ચેં વતન પૈ નિસાર રહે મેરી માબહિનો કી લાજ રહે;
મેરી જાં ન રહે૦

મેરી ગાયેં રહેં મેરે બૈલ રહેં ઘર ઘરમેં ભરા સબ નાજ રહે.
ઘી દૂધ કી નદિયાં બહતી રહે હર આનંદ ઔર સ્વરાજ રહે.
મેરી જાં ન રહે૦

માધો કી હૈ ચાહ ખુદાકી કસમ મેરે બાદ વફાત યે બાજ રહે;
ગાઢેકા કફન મુજ પે પડા બન્દે માતરમ્ અલ્ફાજ રહે.
મેરી જાં ન રહે૦

—માધવ



## ભારતીનો સંદેશ

બાલુડાં તમ પંથ પનોતો પ્રાચીનનો સંભાળજો જો!
પૂર્ણ પવિત્ર પ્રવીણ બનીને, પૂર્વજની પત રાખજો જો!
વિમળ માર્ગે વહન કરીને, વરજો વિભુનું વહાલ જો જો!
આત્મશુદ્ધિને હરિનું શરણું, આપણી એ તલવાર જો જો!
સંપી જંપી રહેજો ભાંડુ, મુજ તણાં સૌ બાલ જો જો!
હાથો હાથ મિલાવી પરસ્પર, ઢાલવજો દિલદાઝ જો જો!

દુઃખિણી માવડી કાજ દયા ધરી, ત્યજજો વિલાસ તમામ જો જો!
રડવડતાં સૌ ભાંડુ કેરાં, લૂજો આંસુ અપાર જો જો!
દુઃખ દુઃસહ દાવાનળ સળગ્યું, પ્રભુજી લેશે ભાળ જો જો!
સત્યનો બેલી શ્રીરામ હરિ છે, સત્ય તણો જયકાર જો જો!



## ઝંડાવંદન

તારે કયારે કંઈક દુલારે દિલનાં શોણિત પાયાં,
પુત્રવિજોગી માતાઓનાં નયન ઝરણ ઠલવાયાં,
ઝંડા! અજર અમર થાજે
વધ વધ આકાશે જાજે

તારે મસ્તક મંડાઈ નવ ગરુડ તણી મગરૂરી
તારે ભાલ નથી આલેખ્યાં સમશેર ખંજર છૂરી
ઝંડા! દીન કબૂતર શો
ઉરે તુજ રેંટિડો રમતો

જગ આખા પર આણ ગજવતી ત્રિશૂલવતી જળરાણી
મહારાજ્યોના મદ પ્રબોધતી નથી તુજ ગર્વ–નિશાની.
ઝંડા! ગભરુ સંતોષી
વસે તુજ હૈયામાં ડોશી.

નહિ કિનખાબ મખમ્મલ મશરૂ કેરી તારી પતાકા,
નહિ જરિયાની હીર ભરતના ભભકા તુજ પર ટાંકયા;
ઝંડા ભૂખરવો તો યે
કોટિ દિલડાં તુજ પર મોહે

નીલ ગગનની નીલપ પીતી ઉન્નત તુજ આંખડલી,
અરુણ તણે કેસરિયે અંજન બીજી મીટ મદીલી;

ઝંડા ! શશીદેવે સીંચી
ત્રિલોચન ધવલ આંખ ત્રીજી.

એ ત્રણ આંખ ભરી તેં દીઠાં તુજ ગૌરવ રખવાળાં
શ્રી ફળના ગોટા સમ ફૂટયાં ફટ ફટ શીશ રૂપાળાં;
ઝંડા ! સાહિદ રહેજે હો !
અમારા મૂંગા ભોગ તણો.

કુમળાં બાળ, કિશોર, બુઝર્ગો, સહુ તુજ કાજે ધાયાં
નરનારી, નિર્ધન, ધનવંતો—એ સબ ભેદ ભુલાયા;
ઝંડા સાહિદ રહેજે હો !
રુધિરનાં બિન્દુ બિન્દુ તણો.

કો' માતાના ખાલી ખોળે આજ બન્યો તું બેટો;
કપાળનાં કંકુડાં હારી તેને પણ બળ દેતો
ઝંડા સાહિદ રહેજે હો !
હજારો છાનાં સ્વાર્પણનો.

રાષ્ટ્ર દેવના ઘુમ્મટ ઉપર ગહેરે નાદ ફરૂકે;
સબ ધર્મોના એ રક્ષકને સંતનૃપાલો ઝૂકે;
ઝંડા ! આજ ન જે નમશે,
કાલ તુજ ધૂલિ શિર ધરશે.

આઠ પહોર હુંકારા કરતો જાગ્રત રહે ઉમંગી,
સાવધ રહેજે, પહેરો દેજે, અમે ન રહીએ ઊંઘી,
ઝંડા સ્વરાજના સંત્રી,
રહો તુજ ઝાલર રણઝણતી.

—ઝવેરચંદ મેઘાણી



## અયિ ભુવન મન મોહિનિ

અયિ ભુવન મન મોહિનિ !
    નિર્મલ સૂર્ય કરોજ્જવલ ધારિણી !
    જનક જનનિ જનનિ ! —અયિ૦

નીલ સિંધુ જલ ધૌત ચરણ તલ,
અનિલ વિકમ્પિત શ્યામલ અંચલ,
અંબર ચુમ્બિત ભાલ હિમાચલ,
    શુભ્ર તુષાર કિરીટિની ! —અયિ૦

પ્રથમ પ્રભાત ઉદિત તવ ગગને,
પ્રથમ સામરવ તવ તપોવને,
પ્રથમ પ્રચારિત તવ વન ભવને,
    જ્ઞાન ધર્મકૃત કાવ્ય કાહિની ! —અયિ૦

ચિર કલ્યાણમયી તુમિ ધન્યા,
દેશ વિદેશે વિતરીછ અન્ન,
જાહ્નવિ જમુના વિગલિત કરુણા,
પુણ્ય પિયુષ સ્તન્ય વાહિની ! —અયિ૦

—રવીન્દ્રનાથ ટાગોર



## ભારત મૈયા

રે મને ભારત મૈયા વહાલી વહાલી.
    ભારત મૈયા વહાલી વહાલી,
        રે મને ભારત મૈયા વહાલી વહાલી.

ભારત મૈયાનો બાળક નાનેરો,
મૈયાની ગોદ મને વહાલી;
મૈયાનું લૂણુ અને મૈયાની રોટી,
મૈયાએ કાયા ઘડેલી —રે મને૦

ફૂલની સુવાસ અને ફળની મીઠાશથી,
ભારતવાડી મનોહારી,
દુનિયાના દેશમાં ભારત મૈયાની,
જોડી નહિ જડનારી —રે મને૦

ગોરાની ચાલની વાંદર નકલમાં,
સોનાની રેલ જાય ચાલી;
મૈયા લૂંટાતી દેખી દેખાય ના,
હૈયે ભભૂકે હોળી —રે મને૦

મૈયાની દેહે જંજીર ગુલામી,
આંખે અંધારી જ ઘેરી;
તોડું કે તૂટું; નિશ્ચે ઉગાડું—
સૂરજ સ્વરાજનો સુનેરી—

—ચિમનલાલ પ્રા. ભટ્ટ



# મહાસભાની સેના

મહાસભાની સેના ઊપડી કૂચ કદમ કરતી,
એના નાદે ગાજી ઊઠી ધમ! ધમ! ધમ! ધરતી!

ચૌટાં ગાજે, ચકલાં ગાજે!
શેરી ગાજે, ફળિયાં ગાજે!
ગામો ઉપર ગામો ગાજે!

મહાસભાની હાકલ જ્યાં સૌને કાને પડતી,
નરનારી સૌ દોડી આવે જાણે ઘરઘરથી!

નાનાં આવે, મોટાં આવે!
રાજા આવે, રંક આવે!
જોગી આવે, ભોગી આવે!

મહાસભાના ઝંડા હેઠળ સર્વે હારોહાર!
સ્વરાજ્ય લેશું માથાં દેશું કરો કરો નિરધાર!

—સોમાભાઈ ભાવસાર



## ધન્ય ઘડી આજે

જાગો ઓ હિંદ બાળ,
સુપ્રભાત રાજે;
જાગો ભારત કુમાર,
ધન્ય ઘડી આજે—જાગો૦

હૃદય હૃદય એક ગાન,
રોમ રોમ એક તાન;
મુક્ત કંઠે, મુક્ત પ્રાણ,
ગગન ભરી ગાજે—જાગો૦

ત્રીસ કોટિ દેહ ભલે
આત્મજ્યોત એક જલે;
શક્તિ ભક્તિ સાથ મળે,
જન્મભૂમિ કાજે—જાગો૦

ના સુરાજ્ય, ના કુરાજ્ય,
ના નહીં વિદેશી રાજ્ય;
જય સ્વરાજ્ય, જય સ્વરાજ્ય,
જીવન - ગીત ગાજે—જાગો૦

બંધ સકલ છિન્ન થાઓ,
તિમિર દૂર દૂર જાઓ;
સર્વ ઉદય સિદ્ધ થાઓ,
એ જ આશ આજે—જાગો૦

થાક નહીં, જંપ નહીં,
પરમ જોમ એક સહી;
પ્રેમ મત્ત ચિત્ત મહીં,
મુક્તિ - બીન બાજે—જાગો૦

મુક્તિનું સુપર્વ આજ,
મુક્ત મુક્ત ગગન આજ;
મુક્ત હૃદય માહીં આજ,
ભારતી વિરાજે—જાગો૦

—ચિમનલાલ પ્રા. ભટ્ટ

# સારી જહાં સે અચ્છા

**–રાગ બાગેશ્રી ત્રિતાલ–**

સારી જહાં સે અચ્છા, હિંદુસ્તાં હમારા,
હમ બુલબુલેં હૈં ઉસકી, વોહ ગુલિસ્તાં[1] હમારા.
ગુરબતમેં[2] હો અગર હમ, રહતા હૈ દિલ વતનમેં,
સમઝો વહીં હમેં ભી, દિલ હો જહાં હમારા.
પરબત વોહ સબસે ઊંચા, હમસાયહ[3] આસમાંકા,
વોહ સન્તરી હમારા, વોહ પાસબાં હમારા.
ગોદીમેં ખેલતી હૈ, ઉસકી હઝારો નદીયાં,
ગુલ્શન હૈ જીનકે દમસે, રશ્કે[4] જીના હમારા.
અય આબે રૂદે[5] ગંગા! વોહ દિન હૈ યાદ તુઝકો,
ઉતરા તેરે કિનારે જબ કારવાં હમારા.
મઝહબ[6] નહીં સિખાતા આપસમેં બૈર કરના,
હિન્દી હૈં હમવતન હૈં, હિન્દુસ્તાં હમારા.
યુનાનો, મિસરો, રૂમ,[7] સબ મિટ ગયે જહાંસે,
અબ તક મગર હૈ બાકી, નામોનિશાં હમારા.
કુછ બાત હૈ કિ હસ્તી, મિટતી નહીં હમારી
સદિયોં રહા હૈ દુશ્મન, દવરે ઝમાં[8] હમારા.
ઈકબાલ! કોઈ મહેરમ,[9] અપના નહીં જહાંમે,
માલૂમ ક્યા કિસીકો, દર્દે નેહાં[10] હમારા.

**ઈકબાલ**



---

૧. બાગ ૨. પરદેશ ૩. પાડોશી ૪. ઈર્ષા ૫. નદી ૬. ધર્મ ૭. રોગ
૮. કાળચક્ર ૯. દયા ખાનાર ૧૦. છુપું.

# શૂરવીર આવજો

શૂરવીર આવજો રે હો રણમાં;
ઉત્સાહ ચેતન ભરજો તનમાં —શૂરવીર૦

ગજ ગજ કૂદજો રે હો કોડે;
બલિદાન દેજો જાતના જોરે—શૂરવીર૦

કરજો કેસરિયાં રે હરખે,
પ્રભુ છે પોતે ઊભા પડખે —શૂરવીર૦

કાયર ભાગજો રે હો વનમાં,
ભય જો લાગે મોતનો મનમાં—શૂરવીર૦

અવસર આવ્યો રે હો તરવા,
નિશ્ચય કરજો જીતવા કે મરવા —શૂરવીર૦

ઝંડો સતનો રે ફરકાવો,
શાંતિ પાળો સ્વરાજ ઘેર લાવો--શૂરવીર૦

ડંકો વાગ્યો રે હો વહાલા,
યુવક ધાજો રણ મતવાળા —શૂરવીર૦

જીવણસિંહ ગામીત



## ઝંડાને

ફરક ફરક જયવન્ત!
ઝંડા! અજર અમર બલવંત!
તવ શુભ નામે તિમિર વિરામે,
જાગે સુપ્ત દિગન્ત!
ઝંડા અજર અમર બલવંત!

આરતી તવ રવિ–શશી ઉતારે,
સપ્ત સિન્ધુ તવ પાય પખાળે,
સાઠ કોટિ ભુજ વિરાટ તારે
હિમગિરિ તવ દૃઢ દંડ!—ઝંડા૦

સૌમ્ય પ્રતાપી તારી કાન્તિ,
દેખી ઊડતી જગની ભ્રાન્તિ;
છાયામાં તવ ભભૂકે ક્રાન્તિ,
વિપ્લવ ઝાળ જ્વલન્ત!—ઝંડા૦

ત્રિરંગી તારી છાયા ઘેરી,
ગાજે તેમાં ત્રિકાળ–ભેરી
વિશ્વવિજેતા! ક્યાં તુજ વૈરી?
જગ તુજ હૃદય વસન્ત!—ઝંડા૦

ચક્ર ભવ્ય એ તવ ઉરપ્રાન્તે,
જગ નૂતન સર્જે એકાન્તે,
ખંડ ખંડ તંતુ તવ સાંધે,
ઊડ ઊડ તાત! દિગન્ત!—ઝંડા૦

રાખી અણુનમ તુજને ગર્વે,
 ચૂમી પાય તવ ખર્વ નિખર્વે,
ધપીએ આગળ સાથે સર્વે,
 દાખવી શૌર્ય અનંત !—ઝંડા૦

ભાલે તવ અમ શોણિતચંદન,
 તોડયાં ફોડયાં પુરાણુ બંધન !
વિશ્વવિજેતા ! તુજને વંદન,
 તું અમ રાષ્ટ્ર અખંડ !—ઝંડા૦

સ્નેહરશ્મિ



## ઝંડાનો જયકાર

ઝંડાનો જયકાર, અમારા ઝંડાનો જયકાર !
 તિરંગા ઝંડાનો જયકાર !
 ભારતી ઝંડાનો જયકાર !
કેસરવરણો સફેદ લીલો, મનમોહન બલિહાર
 —અમારા૦

ત્રીસ કોટિ દિલનો દિલરંગી,
જીવન ને મૃત્યુનો સંગી,
ભારતનો એ ભવ્ય તિરંગી,
 સદા ઊંચે ઊડનાર, —અમારા૦

હસતો રમતો થનથનગનતો,
ચક્ર સુદર્શન હૃદયે ધરતો,

સર્વોદય સંદેશ નીતરતો,
મધુર રાગ ગાનાર. —અમારા૦

વજ્જર હૈયું વજ્જર કાયા,
વજ્જર મુઠ્ઠીમાં ધ્વજરાયા,
એક પૂકે કંઈ અનેક ધાયા,
સૂતા રણ મોઝાર. —અમારા૦

કેસરિયાં તવ ચરણે ધરશું,
કુરબાનીનાં સત્ર ઊજવશું,
સ્વરાજ્ય — સ્વપ્નું સિદ્ધ કરીશું,
ધન્ય ધન્ય અવતાર. —અમારા૦

ચિમનલાલ પ્રા. ભટ્ટ

## એકલો

તુજ સુખની મહેફિલમાં તું સહુને નોતરજે,
પણ જમજે અશ્રુની થાળ એકલો.
હોંશીલા જગને હસવા તેડું કરજે,
સંવરજે ઊરની વરાળ એકલો.
તુજ દ્વારે દીપકમાલા ચેતવજે,
ગોપવજે દિલ–અંધારાં એકલો.
પરને આંગણ અમૃત–ઝરણાં રેલવજે,
પી લેજે વિષ તારાં તું એકલો.
તુજ ગુલશનનાં ગુલ જે માગે તેને દેજે,
તું સહેજે સર્પોના દંશ એકલો;

કીર્તિની કલગી સહિયારે કર દેજે,
ભોગવજે બદનામી અંશ એકલો.
કો' થાકેલા પગની કાંકર ચૂમી લેજે,
કદમો ભરજે કંટક પર એકલો.

—શ્રી. ઝવેરચંદ મેઘાણી



## ભગ્ન સ્વપ્નની નાવ

મારી નાવ કરે કો પાર?
કાળાં ભમ્મર જેવાં પાણી,
જુગ જુગ સંચિત રે, અંધાર!
સૂર્ય ચન્દ્ર નહિ, નહિ આભજ્યોતિ,
રાત દિવસ નહિ, સાંજ સવાર!
મારી નાવ કરે કો પાર?
ભાવિના નહિ પ્રેરક વાયુ,
ભૂત તણો દાબે ઓથાર;
અધડૂબી દીવાદાંડી પર
ખોતી આશા મોતપછાડ!
મારી નાવ કરે કો પાર?
નથી હીરા, નથી માણેક, મોતી,
કનક તણો નથી એમાં ભાર,
ભગ્ન સ્વપ્નના ખંડિત ટુકડા
તારી કોણ ઉતારે પાર?
મારી નાવ કરે કો પાર?

—સ્નેહરશ્મિ



# THE POET & LIBERTY

The Poet—" Thy Birthplace where,
young Liberty ? "
Liberty—" In graves, ' mid heroes'
ashes. "

" Thy Dwelling where, sweet Liberty ? "
" In hearts, where free blood dashes. "

" Thy best hope whete, dear Liberty ? "
" In fast upwinging time. "

" Thy first strength where, proud Liberty ? "
" In thine oppressors' crime. "

" Thy safety where, stray Liberty ? "
" In lands where discords cease. "

" Thy glory where bright Liberty ? "
" In Universal peace. "

—*Ernest Jones.*

# TEACH US HOW TO DIE

Every wrong that in them smarts,
God, we enter our last fight;
Thou dost see our cause is right;
Make us march now iu Thy sight
On to victory.

Let us not Thy wrath deserve,
In the sacred cause we serve,
Let us not from danger swerve,
Teach us how to die.

Death for some is in reserve,
Before our flag can fly,
All the agony of years,
All the horrors, all the fears,
Martyrs' blood, survivers' tears;
Now we offer Thee.

As an endless holocaust,
For the freedom we have lost,
God restore it, tho" the cost,
Greater still must be,
Let Thy grace attend our host,
Give us victory.

See, we open our own hearts,
Every wrong that in them smarts,
Every secret pain that starts,
We, too, offer Thee.

Every dearest hope's decease,
Every fear that rocks our peace,
Every cross with pain's increase,
Burthened tho' we be;
Sacrifice that shall not cease
Till our land be free.

Thou holdest freedom in Thy hand;
Thou canst liberate our land;
Hear us; yield our one demand—
Ireland's liberty.

We ask not her chains to rive
And the sacred deed survive
That we may rejoice alive
In her victory.

We but ask that she shall thrive,
And rest our fate with Thee.
We know not what must befall
Marching at our country's call;
Make us strong who must yield all;
That She may not die.

Those who will survive the fight,
Still attend them with Thy Light,
Then our hope in darkest night,
Then our guardian be—
And hold our dear land in Thy sight
Erect, firm and free.

—*Tereuce Maćswinney.*



## કરજો કેસરિયાં

રૂડી રણઘેલી રણવાટ કરજો કેસરિયાં
શૂરવીરોના સ્વર્ગને ઘાટ કરજો કેસરિયાં—રૂડી

સિંહણના સુતની ગર્જનાથી ધ્રૂજે ધરા ને ધરાડ રે
ક્ષત્રિય હાકે પૃથ્વી ડોલે ડોલે દશે દિગ્પાલ
કરજો કેસરિયાં—રૂડી

રણે ચડયા ભારતના વીરા વરજો વિજય જયમાળ રે
શોભાવી શૂરાઓ માતાની કૂખને જગવો શૂરાતન જવાળ
હો ! કરજો કેસરિયાં—રૂડી

## પૂર્વની પૂજા

પૂજું પ્રકાશ મારા પૂર્વનો રે લોલ
દુનિયાનો દિનમણિ પ્રાણ જો —પૂજું
સરિતાને પૂર ધરું દીવડો રે લોલ
ફૂલડે વધાવું મારું વ્હાણ જો —પૂજું
વિનતિ વદું પાય લાગતાં રે લોલ
માગું હું મંગલ ઉજાસ જો —પૂજું
ઝાંખી તે જ્યોત દૂર જાગતી રે લોલ
જાગે છે નયણાંની આશ જો—પૂજું
ભૂખરા અંધાર ગાઢ વીતશે રે લોલ
વળશે અભંગ મારું વ્હાણ જો —પૂજું
જગનો આનંદ ફરી ફોરશે રે લોલ
તપશે હો દિનમણિ પ્રાણ જો —પૂજું



# હિંદનું ભવિષ્ય

માજી હવે ઊજળી થાશે રાત અંધારી આથમી રે લોલ
વ્હાણલાં વા'શે ને થાશે પ્રભાત દુ:ખડાં જાશે સમી રે લોલ

માજી તારા ઘાયલ સુત સુપૂત સૂતેલા જાગશે રે લોલ
જાગશે સાવજ ચિત્તા વાઘ કેસરી ત્રાડશે રે લોલ

વરસશે સ્વાતિના વરસાદ આકાશથી આવશે રે લોલ
માજી એ છીપે મોંઘે મૂલ મોતીડાં પાકશે રે લોલ

જાગશે રામ વિનામાં **રામ** ગર્વગંજન થશે રે લોલ
જાગશે જાગશે **જાદવચંદ્ર** અધમ ઉદ્ધારશે રે લોલ

જાગશે કર્ણાર્જુન થઇ એક ધનુર્વેદ ધારશે રે લોલ
જાગશે **ભીમ** અને ભડ **ભીષ્મ** લીધાં પણ પાળશે રે લોલ

જાગશે મેવાડી ભડવીર **પ્રતાપનાં** પણ ઘણાં રે લોલ
માજી એને યુગયુગના અપવાસ કરશે પારણાં રે લોલ

જાગશે **શિવાજીની** સેન ધરતી ધ્રુજાવશે રે લોલ
જીતશે કૂડકપટના ખેલ કૂડ ત્યાં ધૂળ થશે રે લોલ

માજી તારી કૂખનાં કીર્તિગાન ગૌરવ ગાજશે રે લોલ
માજી તારાં દૂધમલ પીશે દૂધ દૂધ દીપાવશે રે લોલ

મંદ મૃદુ હિમાળાના વાય ઉત્તરના વાયા જશે રે લોલ
ઝરશે અમીઝરણા – વરસાદ ભૂમિ ભીંજાવશે રે લોલ

ક્યારડે કલ્પતરુનો પાક કણના કળશી થશે રે લોલ
માજી એવા મોં માગ્યા વરસાદ કુંદનના વરશશે રે લોલ

આવતી સાગરિયાની છોળ રતન ચોક રેલી જશે રે લોલ
માજી તારો ભાગ્ય સવિતાભર્ગ સિંચતો ચડતો જશે રે લોલ

પ્રભુના શરદપૂનમના ચંદ્રસમો મધ્ય સ્થંભી જશે રે લોલ
**માજી ત્હારું ભારત બનશે સ્વર્ગ** નંદનવન ઝાંખાં થશે રે લોલ
**માજી** તારો જય જય જય જયકાર જગત ત્રણ ગાજશે રે લોલ



## રાસ-મંદિરે

બહેનાં પધારો રાસમંદિરે રે લોલ
રાસના વિલાસ અણમૂલ જો... ...બહેનાં

મંદિર શણગાર્યું સ્નેહફૂલડે રે લોલ
સુન્દર છે શબ્દસુવાસ જો... ...બહેનાં

ઝૂલે તોરણ સૂરતાલનાં રે લોલ
ઝળકે માણિક્ય સમ ભાવ જો... ...બહેનાં

નીતિ કુંકુમભર્યું આંગણું રે લોલ
પૂરી રંગોળી સદ્બોધ જો... ...બહેનાં

આશાભર્યા તે અમ બાંધવો રે લોલ
આશાભર્યાં અમ રાસ જો... ...બહેનાં



## જગતની જાહ્નવી

ઘૂમે ઘૂમે ને ઘેલી વહે
ને કાંઈ વહેતી અખંડ ને અનંત રે!
જાહ્નવી જગની ઘૂમે રે.

પાણી ભર્યાં છે પુણ્યનાં
ને મહીં ઝીલે સુહાગિયાં સન્ત રે!
જાહ્નવી જગની ઘૂમે રે.

સગરકુમારોને તારિયા
ને એમ તારશે માનવજાત રે !
જાહ્નવી જગની ઘૂમે રે.
બ્રહ્માંડે ભર્યાં બ્રહ્મનાં અમી,
સાધો ! માણજો મહીં દિનરાત રે !
જાહ્નવી જગની ઘૂમે રે.

ન્હાનાલાલ



## બ્રહ્મબંસરી

પરમ શબ્દ એ સુણો,
હો ! પરમ શબ્દ એ સુણો,
બોલે બ્રહ્માંડે બ્રહ્મબંસરી તણો :
રટે આનંદ આનન્દ સ્થૂલસૂક્ષ્મના કણો,
પરમ શબ્દ એ સુણો.
એ શબ્દ કો ગહન આત્મિક વાણી બોલે.
એ શબ્દ વીંધી ત્રણ લોક અપાર ડોલે.
મન્દ મન્દ જેમ ફોરે મધુર ફૂલડાં સખી !
ચન્દ્ર ચન્દ્ર જેમ વહે અમૃતચન્દ્રિકા સખી !
એવી ધીરી
એવી ધીરી એ અધીરી ! બ્રહ્મબંસરી :
પરમ શબ્દ એ સુણો.
માની મહાસમય માનવ ભાગ્યનો, હો !
કલ્યાણ મંગલ ભણે સુરમંડલીઓ.

ન્હાનાલાલ



# ફૂલડોલનો ઉત્સવ

અજબ વરસે વસન્ત, અજબ વરસે વસન્ત,
આજે ઉત્સવ ફૂલડોલનો:
ડોલે ભરતી અનન્ત, ડોલે ભરતી અનન્ત,
આજે ઉત્સવ ફૂલડોલનો.
ફૂલડે પ્રફુલ્લ ફૂલી વાડીની વેલીઓ;
કળી-કળીએ ડાળીઓ લચન્ત:
આજે ઉત્સવ ફૂલડોલનો.
અબીલ ગુલાલ રંગ વિલસે વસન્તના,
વનવન કો હાસ્યમાં હસન્ત;
આજે ઉત્સવ ફૂલડોલનો.
આભની અગાશીએ ઉગન્ત જો ! તું ચંદ્રમા;
ચન્દ્રની શું કોડથી રમન્ત
આજે ઉત્સવ ફૂલડોલનો.
ભરીને ફૂલછાબ ચડી રમણે વસન્ત આ
તુજ-મુજમાં લાડથી લસન્ત:
આજે ઉત્સવ ફૂલડોલનો.

ન્હાનાલાલ



# આત્મદેવ

ઓ આત્મદેવ !
આવો હો ! આવી વસન્ત આ.
દેવરંગી ફૂલ ઊગ્યાં અવનીમાં આભમાં;
ફૂલડાં ઉઘાડો મુજ ભાલમાં;
ઓ આત્મદેવ !—

મહેક મહેકે નવ વાસના વિરાટની;
મહેકે સુગન્ધો અંગરંગમાં :
એ આત્મદેવ ! ––

વનનાં ઊંડાણુ ભરી બોલે છે કોકિલા;
બોલી કોયલ ઉરઆભમાં :
એ આત્મદેવ ! ––

ચન્દનચોક ઢળે તેજ કેરી વાદળી,
તેજ ઢોળાય પ્રાણચોકમાં :
એ આત્મદેવ ! ––

રમતી વસન્ત આજ વિશ્વ કેરી વાડીએ:
રમો મારી આંખના ઉદ્યાનમાં :
એ આત્મદેવ ! આવો, હો આવી વસન્ત આ.

ન્હાનાલાલ



## આયુષનાં પર્વ

આજ આયુષનાં પર્વ
આજ આયુષનાં પર્વ,
હૈયાં વરસે છે હૃદયદેવનાં

આજ આત્માનાં પર્વ
આજ આત્માનાં પર્વ
આત્મા વરસે છે આત્મદેવનાં

ઘન વરસે જલધાર, ને તરુવર વરસે ફૂલ
રવિ વરસે કિરણાવલિ :
અમે વરસીએ આત્મ આ અમૂલ:

હો સુહાગિયાં ! આજે ઉત્સવ આત્મસંધનો
આજ આત્માનાં પર્વ
આજ આત્માનાં પર્વ
આત્મા વરસે છે આત્મદેવના.

ન્હાનાલાલ



## દુ:ખ સુખ

દુ:ખસુખ આવે રે તે સહેજો !
માજીના ચરણકમળમાં સહેજો !
દુ:ખસુખ આવે રે તે સહેજો !

સુખડાં તરતાં રે રૂડાં છે :
દુ:ખડાં પાછળ રે ઊંડાં છે :
માજીના ઊંડા રૂડા સન્દેશ:
દુ:ખસુખ આવે રે તે સહેજો !

સુખડાંની શોભા રે સુલભ છે :
દુ:ખડાંના હેતુ રે ગહન છે :
માજીના ગહનસુલભ આદેશ :
દુ:ખસુખ આવે રે તે સહેજો !

મા ! તુજ પ્રેમલ રે રચના છે :
મા ! તુજ સદર્થ રે ઘટના છે :
મા તુજ સદર્થ પ્રેમલ નિવેશ :

દુઃખસુખ આવે રે તે સહેશું !
મા તુજ ચરણુકમળમાં રહેશું
સુખદુઃખ આવે તે મા સહેશું.

ન્હાનાલાલ



## રાસ

ચાંદની રાત ને કેસરિયા તારલા,
રાસે રમવા આવજો જી રે !

સરખી સમાણી સૌ સહિયર સાહેલીઓ
સાથે તેડી આવજો જી રે !

આણી મેર પેલી મેર ગંગા ને જમના,
વચ્ચે વૃંદાવન ચોક છે જી રે !

ગોકુળ ને મથુરાં ને વ્રજ ને વૈકુંઠે,
આવ્યાં ચૌદે લોક છે જી રે !

પગલે–પગલે ઝબૂકતી વીજળી,
ફૂલડાં ફૂટજો હાથમાં જી રે !

રાસે રમતાં ને ઘૂમરી ઘૂમતાં
તાળી પૂરજો સાથમાં જી રે !

નન્દનવનથી મોંઘી છે ગુર્જરી
ગરબાગરબી રાસથી જી રે,
ગુર્જરી-કુંજ છે દેવોને દોહ્યલી
ગુર્જરી રાસના ઉલ્લાસથી જી રે!
સારા સંસારના તાપથી તારવા
સૂરના ફુવારા ઉડાડજો જી રે;
કંઠે કલ્લોલતાં, હૈયાં હીંચોળતાં,
રસની પરખ કંઈ માંડજો જી રે;
આભે લખ્યા કંઈ અક્ષર ઉકેલતાં
હાથમાં આવ્યા તારલા જી રે!
રસની રસીલી સૌ સજનીઓ! આવજો,
કંઠે ઝુલાવજો એ હારલા જી રે!
ચાંદની રાત ને કેસરિયા તારલા;
રૂમઝૂમ રૂમઝૂમ ખેલજો જી રે;
ઉરને આંગણુ ધમકે ધમકતાં
અદલ આનન્દે રેલજો જી રે!

અ. ફ. ખબરદાર



## ર સ પ્ર ભુ તા

ઘૂંટડા ભરી ભરી પીઓ કો, રસનાં સરોવરો છલકાય!
રસનાં સરોવરો છલકાય, રસિકનું મન દેખી મલકાય! ઘૂંટડા૦
**સાખી**: આભ ભર્યું ઘૂમે આનન્દે, ખોળે ચંચુ નિત્ય;
જડી જડી રસબિંદુ હૃદયમાં ચમકાવે સહુ ચિત્ત:

અંતર ભરી ભરી સીંચો કો, આત્મા ઊંડી ઝળે ઝલકાય!

**સાખી**: કુંજે કુંજે ફૂલડાં ડોલે, ચૂમે લલિત વસંત;
વનવન પવન વહે રસ ભરતો, લીલા હસે અનંત

ખોબે ભરી ભરીને લ્યો કો હૈયે નવું નવું હીંચકાય! ઘૂંટડા૦

**સાખી**: છીપે છીપે મોતી દીપે સાગરને ભંડાર;
નયને નયને તેજ નચવતા વસી ઊંડે અંધાર:

ડૂબકી ભરી ભરી કાઢો કો, તેજે નયન નયન રંગાય! ઘૂંટડા૦

**સાખી**: કણકણમાં જો મણિ વિલસે છે, બિંદુબિંદુ બ્રહ્માંડ!
રસગ્રાહક રજરજમાં નીરખે ભર્યો દિવ્ય રસકાંડ:

નયનાં ભરી ભરી, નીરખો કો, રસ રસ થળેથળે નીતરાય! ઘૂંટડા૦

**સાખી**: સરોવરો છલંક છલકાતાં રસજીવનને અર્થ;
ધન્ય ઝીલે રસ રાજહંસ કો, બગ ઊભા રહે વ્યર્થ!

આત્મા ભરી ભરી ઝીલો કો, પ્રભુની રસપ્રભુતા પથરાય! ઘૂંટડા૦

અ. ફ. ખબરદાર



## જનનીસેવનનો મધુમધુરો અવસર

જનનીસેવનનો મધુમધુરો અવસર ક્યાં મળે રે?
અવસર ક્યાં મળે રે? જગજીવ્યું મળે રે? જનની૦

નવનિધ લાડે નિશદિન ઝૂલવે,
ઉરહીર પાતી હૈયે હૂલવે,
અલ્પ સાટું પણ અમિત ભારનું ક્યાં વળે રે? જનની૦

પ્રભુ પૂરગૌરવ વદને મલકે,
મંજુલ મોહક અન્તર ઝલકે
નવનવ સાજે શીખ દે સૌને પળે પળે રે ! જનની૦

ઉત્તમ શોણિત જનની કાજે
રેલાયે, શું વધુ કે'વાશે ?
કિસ્મત્ ક્યાંથી, ભારતીહિત કાયા ઢળે રે ? જનની૦

વસન્તવિનોદી



## જોગીરાજ

જોયા જગત્ ઘૂમી એક જોગીરાજને;
પુરાતન ભારતને ચોક : અલબેલડી !
જનનીએ દીધ એવા એક જોગીરાજને,
જગવ્યા જેણે ચૌદ લોક : અલબેલડી ! જોયા૦

કર્ણે સુણ્યા'તા સાચા એક જોગીરાજને,
મુખડે જેને બ્રહ્મબોલ : અલબેલડી !
હૃદયે પૂજ્યા'તા પૂજ્ય એક જોગીરાજને,
તપતા ત્રિખંડ રવિ તોલ : અલબેલડી ! જોયા૦

જાણ્યા'તા જીવી જીવન એક જોગીરાજને,
ભર્યાં અમૃતે જેનાં ઉર : અલબેલડી !
નીરખ્યા, એ પરખ્યા મુજ દેશ જોગીરાજને,
નયણે જેને વીજ–નૂર : અલબેલડી ! જોયા૦

દીઠા, સખિ! મીઠા એવા એક જોગીરાજને,
બુદ્ધ શા વિશુદ્ધ દયારે'મ: અલબેલડી!
જાણ્યા મનમાન્યા તપ-સિદ્ધ જોગીરાજને,
જીવને ગૂંથેલ કૃષ્ણપ્રેમ: અલબેલડી! જોયા૦

રસના અખંડ રટે એક જોગીરાજને,
નીતિમાં રામના નિવાસ: અલબેલડી!
શ્વાસે વસાવ્યા રૂડા એક જોગીરાજને,
ઝીલ્યા જનક શા સંન્યાસ: અલબેલડી! જોયા૦

જીવને જડેલ, સખિ! એક જોગીરાજને,
બ્રહ્મચર્યે ભીષ્મ ભડવીર: અલબેલડી!
મર્ત્યપુરીમાં અમર એક જોગીરાજ એ,
સત્યે હરિશ્ચન્દ્ર-હીર: અલબેલડી! જોયા૦

દેહે મઢેલ દેવ એક જોગીરાજ એ,
ચરિતે સુવર્ણ શા વિશુદ્ધ: અલબેલડી!
ધર્મે ધેનુ શા નમ્ર એક જોગીરાજ એ,
શૌર્યે સિંહણ પીધ દૂધ: અલબેલડી! જોયા૦

શાને પૂજીશું સખિ! જન્મ-જોગીરાજ એ,
ધોળ્યાં કંકુમ કનકથાળ; અલબેલડી!
શાને વધાવશું એ વિશ્વ-જોગીરાજને?
ગૂંથી નભતારકની માળ: અલબેલડી! જોયા૦

જોગી પરભોગી લૂખાં ભૂષણે નારાજ છે,
જોગીને વહાલો જીવનભોગ : અલબેલડી !
મુક્તિને પંથ મળ્યા એક ગાંધીરાજ એ,
માનવઉરમન્દિરને ચોક : અલબેલડી !
જોયા બ્રહ્માન્ડ ઘૂમી એક જોગીરાજ એ.

કેશવ હ. શેઠ



## એક યાચના

દિલના અબોલ બોલ ઝીલતાં બતાવો કોઈ !
ઝીલતાં બતાવો કોઈ !
ગુંજતાં બતાવો કોઈ !

ઉરસૂર પડછન્દ ગેબી ગુંજતાં બતાવો કોઈ !
વહાલા ! એ બતાવો કોઈ !

**સાખી** : પુણ્યાત્મા પ્રિયજન, પ્રભુ, દિલ વસનારા દેવ !
એ તો હસી બોલાવતાં રેલાવે રસરેલ !

રસની એ રેલમાં બસ ! ઘૂમતાં બતાવો કોઈ !
ઘૂમતાં બતાવો કોઈ !
ચૂમતાં બતાવો કોઈ !

નેહ નીતરતાં નયણાં ગેબી ચૂમતાં બતાવો કોઈ !
**સાખી** : આત્મકિરણ ચેતન ભરે, શાંતિ સ્વજનનાં હેત
એને તેજહિડોલ વિભુ, ઝૂલે એક અનેક !
એવું એક અનેકમાં આનન્દતાં બતાવો કોઈ !

નન્દતાં બતાવો કોઈ!
વન્દતાં બતાવો કોઈ!
વહાલાં જનમાં વિભુવરને વન્દતાં બતાવો કોઈ!
વહાલાં એ બતાવો કોઈ!

—લલિતજી



## આજે ઉત્સવ રાષ્ટ્રદેવનો

પુનિત સન્તોનાં વૃન્દ (૨)
આજે ઉત્સવ રાષ્ટ્રદેવનો :
મૈયા ભારતી સોહન્ત (૨)
આજે ઉત્સવ રાષ્ટ્રદેવનો :

કુંજે વસન્ત કંઈક ગુંજે નવપ્રેરણા,
કોકિલા સુકંઠે ટહુકન્ત : આજે૦

હૈડે રસચેતના જગાવે સ્નેહજ્યોત શી!
પિંડે બ્રહ્માંડ પ્રગટન્ત : આજે૦

અન્તરમહીં ભક્તિ જગન્નાથ–જન્મભૂમિની,
ઝગમગ કો ઓજસે લસન્ત : આજે૦

શોભન મનમોહને બતાવી જીવન–માધુરી,
હિન્દી નવકોડે હસન્ત : આજે૦

મંજુલાલ ર. મજમુદાર



# ફૂલની પાંખડી

ફૂલની પાંખડી લ્યો, પ્રાણ !
ઉરની એ અધૂરી લહાણ :
અમીમય આંખને અહેશાન :
ફૂલની પાંખડી લ્યો, પ્રાણ !

સ્વજન સ્નેહનાં ઝરણાં રેલે,
દિલ દરિયાવ અહો ! એ ઝીલે !
પ્રાણ પાંખડી ખીલી રહે,
ત્યાં બીજાં શાં સન્માન ? ફૂલની૦

છલકાતા રસ ભાવ – તરંગે
પ્રકાશપરિમલ ઊછળે અંગે;
પ્રફુલ્લ આત્મકમળ ઊઘડે,
ત્યાં બીજાં શાં દાન ? ફૂલની૦

અનંતદલ પર વહાલાં મહાલે,
અમરવેલ સુરતરુ સમ ઝૂલે,
પ્રીતિલક્ષ્મી પ્રભુમય પ્રગટે,
ત્યાં પ્રભુતાનાં રસપાન ! ફૂલની૦

દૃષ્ટિયોગમાં મધુરું હસતાં
વહાલ ઉમળકે અધૂરું વિલસતાં,
રસિયાં જન કલ્લોલ કરે,
ત્યાં આધીનતાનાં તાન : ફૂલની૦

પ્રાણસમાં પ્રિયજનને પરિચય,
રૂમઝૂમતું અમ જીવન રસમય,
એમાંની આ એક જ ફૂલની૦

લલિત



## હિન્ડોલ

ફૂલને હિંડોલ ગૂંથી ફૂલડાંની દોર,
જનની જશોદાજી ઝુલાવે કિશોર.
ફૂલનો મુકુટ, સજ્યા જામા કુસુમના,
પહેરી બકુલમાળ દીપે શો ઓર! જનની૦
કોટિ કંદર્પતેજ ભરિયું લલાટમાં,
ચિત્તચોર્યું ગોપીઓનું, કેવો ચકોર! જનની૦
ગોકુળમાં ખેલતો ગોવાળને રિઝાવતો,
કેવો બન્યો એ મહીમાખણનો ચોર! જનની૦
અવનિના ભારને ઉતારવાને અવતર્યા,
તારે યદુકુલદીપક જુગલકિશોર. જનની૦

સૌ. દીપકળા દેસાઈ



## તલવારનો વારસદાર

ભીંતે ઝૂલે છે તલવાર,
બાપુજી કેરી ભીંતે ઝૂલે રે.
ભેટયે ઝૂલે છે તલવાર,
વીરાજી કેરી ભેટયે ઝૂલે રે.

મારા બાપુને બેન ! બે બે કુંવરિયા,
એ વચ્ચે પાડયા છે ભાગ,
હાં રે બેની ! એ વચ્ચે પાડયા છે ભાગ. બાપુજી૦

મોટે માગી છે મો'લ મહેલાતું વાડિયું,
નાને માગી છે તલવાર. બાપુજી૦

મોટો મહાલે છે મો'લ મેડીની સાયબી,
નાનો ખેલે છે શિકાર. બાપુજી૦

મોટો ચડિયો છે કાંઈ હાથી–અંબાડીએ,
નાનેરો ઘોડે અસવાર. બાપુજી૦

મોટો કાઢે છે રોજ કાવા–કસુંબલા,
નાનેરો ઘૂમે ધમસાણ. બાપુજી૦

મોટો પોઢે છે લાલ રંગીલે ઢોલિયે,
નાનો ડુંગરડાની ધાર. બાપુજી૦

મોટો મઢાવે વેઢ વીંટી ને હારલા,
નાનો સજાવે તલવાર. બાપુજી૦

મોટાને સોઈ હીર–જરિયાની આંગડી,
નાનાને ગેંડાની ઢાલ. બાપુજી૦

મોટો સંતાય સુણી શત્રુના રીડિયા,
નાનેરો દે છે પડકાર. બાપુજી૦

મોટો ભાગ્યો છે સેન શત્રુનાં ભાળતાં,
નાનેરો ઝીંકે છે ઘાવ. બાપુજી૦

મોટા જીવ્યા છે પાય શત્રુના પૂજતો,
નાનેરા સૂતો સંગ્રામ. બાપુજી૦
મોટાનાં મોત ચાર ડાહ્યુએ જાણિયાં,
નાનાની ખાંભી પુજાય. બાપુજી૦

ઝવેરચંદ મેઘાણી



## મૈયા મધુરી શારદા

મૈયા મધુરી શારદા, સુભાવદા;
નિરંજની, બ્રહ્મનંદિની, બ્રહ્મચારિણી;
જીવન–પ્રાણદા. મૈયા૦
સરલ સત્ય અમલ જીવનમંત્રથી રે,
સ્વતંત્રતા ને શુદ્ધતાના તંત્રથી રે,
ચેતનમાં ચમકાર કરે, અંતરમાં અંબાર ભરે;
જીવનના મનમોહ હરે, અણુગણ ઉપકાર કરે !
પ્રાણ–પ્રેરણા. મૈયા૦
**સાખી :** રસમય સંગીત રાગની, લયમય બીન ઝંકાર;
રૂપ દર્શાવે હૃદયનાં, ઉર રમણા ૐકાર :
વિમલ સ્મિત વિલસે વદનચંદ્રમાં રે :
જવલંત જ્યોત ઝલકે નયનદ્વંદ્વમાં રે
ચેતનમાં૦
**સાખી :** ઘેરાં મંથી જળ ઘણાં વમળે ડૂબે પ્રાણ;
તારાં અમૃત તેજથી કરતી તું કલ્યાણ :
ચેતનમાં૦

ચૂનિલાલ ત્રિ. તારક્સ



# નીંદરભરી

નીંદરભરી રે ગુલાલે ભરી,
બ્હેનીબાની આંખડી નીંદરભરી રે!

નીંદરને દેશ બ્હેની નત્ય નત્ય જાતાં,
અંકાશી હીંચકાની હોડી કરી: બ્હેનીબાની૦

દોરી તાણીને વીર મારે હલેસાં,
હાલાં વાયાં ને હોડી વેખે ચડી: બ્હેનીબાની૦

નીંદર બેઠી છે નીલ સમદરના બેટમાં,
કેસરિયાં દૂધના કટોરા ધરી: બ્હેનીબાની૦

નીંદરનો બાગ કાંઈ લૂંબે ને ઝૂંબે,
કળીઓ નિતારીને કચોળી ભરી: બ્હેનીબાની૦

સીંચ્યા એ તેલ મારી બ્હેનીને માથડે,
નાવણુ દેતી રે ચાર દરિયાપરી: બ્હેનીબાની૦

છીપોની વેલડીને જોડયા જળઘોડલા,
બેસીને બ્હેન જાય મુસાફરી: બ્હેનીબાની૦

સાતે સિંધુને તીર સફરો રે કીધી,
સૂરજ ઊગ્યો ને બ્હેન આવ્યાં ફરી: બ્હેનીબાની૦

ઝવેરચંદ મેઘાણી



# અટૂલો

ભોમિયા વિના મારે ભમવા'તા ડુંગરા,
જંગલની કુંજ કુંજ જોવી હતી ;
જોવાં'તાં કોતરો ને જોવી'તી કંદરા,
રોતાં ઝરણાંની આંખ લ્હોવી હતી ;
સૂના સરવરિયાની સોનેરી પાળે,
હંસોની હાર મારે ગણવી હતી ;
ડાળે ઝૂલંત કોક કોકિલાને માળે,
અંતરની વેદના વણવી હતી.
એકલા આકાશ તળે ઊભીને એકલો,
પડઘા ઉર – બોલના ઝીલવા ગયો –
વેરાયા બોલ મારા ફેલાયા આભમાં,
એકલો અટૂલો ઝાંખો પડયો.
આખો અવતાર મારે ભમવા ડુંગરિયા,
જંગલની કુંજ કુંજ જોવી ફરી,
ભોમિયા ભૂલે એવી ભવની રે ! કંદરા,
અંતરની આંખડી લ્હોવી જરી.

—ઉમાશંકર જોષી



# વિશ્વદેવીનું ગાન

કોટિ-કોટિ મારા જ્યોતિઝબકાર ,
હો ! ભીંજે મારી આંખલડી !
તો ય હૈયે મારે ઊંડેરા અંધાર :
હો ! ભીંજે મારી આંખલડી !

જોગી છુપાયો મારો જોગગુફામાં ,
વાટ હું જુગજુગ જોતી રે !
ઝીણાં ઝીણાં કો એના આવે ઝબૂકલાં ,
જોતી જોતી ને રહું રોતી : હો ! ભીંજે૦

એક ઉઘાડું મારી આંખ તપેલી ,
બીજી ઉઘાડું અમી ઝરતી રે :
ઉઘાડું-ઢાંકું એવી અંતરની દેવડી ,
નેવે નેવે એ રહે નીતરતી : હો ! ભીંજે૦

આવે આવે ને શમે જુગજુગનાં સોણલાં,
પલકે દીઠાં—અણદીઠાં રે ;
જોગી છુપાયો મારી પાંપણની ધારમાં ,
સરતાં આંસુ ત્યાં મારાં મીઠાં : હો ! ભીંજે૦

હીરાગૂંથી મારી ઘેરી રસચૂંદડી,
ધનુગૂંથી છે મારી માળા રે ;
પૂંચે શણગાર જેને હૈયે સૂનકાર હો :
રહેતા શે જોગી એ નિરાળા ? હો ! ભીંજે૦

આઘા છે તો ય પંથ છે પાસે,
અદીઠ તો ય વાયુ જેવા રે;
અળગી રાખીને સદા અળગા રહે હસતા;
એ રે જોગી શે મારા એવા ? હો! ભીંજે૦

આવો, આવો રે, જોગી! હૈયાં ખોલાવો!
તપી તપીને નેણુ તૂટયાં રે;
સંધ્યાના જેવાં સૌમ્ય તેજે રેલાવો!
રહીએ અખંડ અણુછૂટયાં! હો! ભીંજે૦

—અ. ફ. ખબરદાર



## દરિયો

દરિયો ડોલે રે, માઝમ રાતનો,
ઝૂલે જાણે પારણે મારો વીર રે! મધરાતે માતા
રોતા વીરાની દોરી તાણુતી.

છલકે મોજાં ને છોળો મારતાં,
ખૂંદે જાણે ખોળલા મારો વીર રે! મધરાતે માતા
રોતા વીરાની દોરી તાણુતી.

આભમાંથી ચાંદો રેલે ચાંદની
પાથરે જાણે વીરના ઓછાડ રે! મધરાતે માતા
રોતા વીરાની દોરી તાણુતી.

ઝલકે ઝલકે રે જળ માછલી,
ઝલકે જાણે વીર મારાની આંખ રે! મધરાતે માતા
રોતા વીરાની દોરી તાણુતી.

ઊઘડે ઊઘડે ને બિડાય તારલા,
ઊઘડે જાણે મા–જાયાનાં નેન રે ! મધરાતે માતા
રોતા વીરાની દોરી તાણતી.

ઝબકે ઝબકે રે ઝીણી વીજળી,
ઝબકે જાણે સોણલે મારો વીર રે મધરાત માતા
રોતા વીરાની દોરી તાણતી.

દરિયો ગાજે રે માઝમ રાતનો,
માવડી જાણે વીરાને હાલાં ગાય રે ! મધરાતે માતા
રોતા વીરાની દોરી તાણતી.

દરિયો મલકે ને ડોલર–ફીણ વળે,
મલકે જાણે વીર મારાનાં મુખ રે ! મધરાતે માતા
રોતા વીરાની દોરી તાણતી.

ઝવેરચંદ મેઘાણી



## પ્રભુના ધબકારા

### ગરબી

ફરો, ફરો રે પાછાં ઓ મારાં બાળ !
પ્રભુ તે શું કહેશે રે ?
તોડી ચાલ્યાં ક્યાં આ પુણ્ય કેરી પાળ ?
પ્રભુ તે શું કહેશે રે ? —( ધ્રુવ )

જુગજુગ–જૂનું ઝીલે ઝૂલતું જગત આ;
જુગજુગ ખીલે એની વાડી રે;

જુગજુગ – જૂનાં એનાં પુણ્યો પાંગરતાં,
જશો શું પલકે એ સૌ પાડી : હો ! પ્રભુ તે શું કહેશે રે ?

રૂપલા સાગરમાં સોનલા કો બેટ શા
શો સંસાર મનુકુલના રે ?
આંધી ચઢાવી એની નિશદિન ડુબાવી,
જશો શું કરી એને ધૂળના ? હો ! પ્રભુ તે શું કહેશે રે ?

ખીલી વસંત મોંઘી અનંત આનંદ શી,
ખીલ્યાં છે ફૂલ ઊગી ઢગલે રે;
દેવોના શ્વાસ જેવા પમરે પરાગ ત્યાં
જશો શું વેડી ડગલે ડગલે ? હો ! પ્રભુ તે શું કહેશે રે !

પ્રભુએ કહ્યું છે : મારું વસુધા કુટુંબ આ,
હું જ છું સૌની સ્નેહગ્રંથી રે;–
ધર્મને નામે આજે ગ્રથી એ તોડી
થશો શું ધર્મી દ્રોપપંથી ? હો ! પ્રભુ તે શું કહેશે રે ?

ગંગા યમુના જેવાં સ્નેહ ને સત્યનાં
ઊતરે છે પુણ્યજળ જગમાં રે;
ડહોળી એ તીર્થ મોંઘાં પ્રભુના નિવાસનાં
પડશો શું કર્દમના ઢગમાં ? હો ! પ્રભુ તે શું કહેશે રે ?

દિનભર જોતી બધું ભાનુની આંખડી,
જોતા જો રાતભર તારા રે,
પળપળ આપી અદલ આત્મા જગાડતા
હૈયે શું નથી ધબકારા, કે પ્રભુ તે શું કહેશે રે ?



રાગ દેશ ત્રિતાલ

પ્રભુનાં વેરાયેલાં ફૂલને હો બાળ,
વ્હાલે વીણી વીણી લેજે.
કુમળાં, વિમળાં, મધુરાં ફૂલ ને હો વીર !
જરી યે કરમાવા નહિ દેજે !
જગનાં ભાન ભૂલેલાં ચગદે નહિ એ ફૂલ,
એ તું જતન કરીને જોજે,
વિકસ્યાં અણુવિકસ્યાં એ ફૂલડાં કેરી માળ
હરિને કંઠે અર્પી દેજે !
દિલના દરિયાઓમાં મથી મથી ઓ વીર,
અમૃત કાઢી કાઢી દેજે !
જગના જીવનમાં જે ભર્યાંભર્યાં સૌ ઝેર
ઘૂંટડે ઘૂંટડે પી પી જજે.
સફલ જીવનવૃક્ષે વહીને વસમા તાપ
સૌને શીળી છાયા દેજે.
મીઠાં અમૃતશાં ફળ પકવી પકવી વીર,
ભૂખ્યાં ભાંડુનાં મન ભરજે.
જગના ઝંઝાવાતે ઝડપાજે મા વીર,
પ્રભુજી પડખે ઊભા જોજે.
એનું સબળું શરણુ ધરીને ધરજે ધીર,
ડગલે ડગલે બલભર બનજે !
ચિંતા કેરે ચકડોળે નવ ચડીશ લગીર
ચિત્તેશ્વર ચરણે એ ધરજે,
મુખડે મલકાવીને મંગલ મધુરાં સ્મિત
જગને આનંદે ભરી દેજે.



# गुरुना आदेश*

१ सत्यम् वद ।
२ धर्मम् चर ।
३ स्वाध्यायम् मा प्रमद ।
४ सत्यान्न प्रमदितव्यम् ।
५ धर्मान्न प्रमदितव्यम् ।
६ कुशलान्न प्रमदितव्यम् ।
७ भूत्यै न प्रमदितव्यम् ।
८ देवपितृकार्याभ्याम् न प्रमदितव्यम् ।
९ मातृदेवो भव ।
१० पितृदेवो भव ।
११ आचार्य देवोभव ।
१२ अतिथिदेवो भव ।
१३ यानि अनवद्यानि कर्माणि तानि
त्वया सेवितव्यानि ।
१४ यानि अस्माकं सुचरितानि तानि
त्वया सेवितव्यानि नो इतराणि ।
१५ श्रद्धया देयम् ।
१६ अश्रद्धया अदेयम् ।
१७ श्रिया देयम् ।
१८ संविदा देयम् ।
१९ ह्रिया देयम् ।
२० भिया देयम् ।
२१ एष आदेशः ।
२२ एष उपदेशः ।

* વિદ્યાભ્યાસ પૂરો કરી આચાર્ય પાસેથી વિદાય લેતા બાળકને

# ગુરુના આદેશ

૧ સત્ય બોલજે.

૨ ધાર્મિક જીવન ગુજારજે.

૩ અભ્યાસમાં પ્રમાદ કરીશ નહિ.

૪ સત્યપાલનમાં ઢીલો પડીશ નહિ.

૫ ધર્મનો માર્ગ તજીશ નહિ.

૬ શુભ કાર્યના અનુષ્ઠાનમાં વિલંબ કરીશ નહિ.

૭ વિશ્વની ઉન્નતિ સાધવામાં પ્રમાદ ન કરજે.

૮ દેવ તથા પિતૃદેવને રાજી કરવામાં પ્રમાદ ન કરજે.

૯ માતાને દેવતુલ્ય માનજે.

૧૦ પિતાને દેવતુલ્ય માનજે.

૧૧ ગુરુને દેવતુલ્ય માનજે.

૧૨ અતિથિને દેવતુલ્ય માનજે.

૧૩ જે કર્મો નિંદ્ય ન હોય તે જ કરજે.

૧૪ અમારાં જે કૃત્યો સારાં હોય તેનું અનુકરણ કરજે; બીજાનું નહિ.

૧૫ શ્રદ્ધાથી દાન કરજે.

૧૬ અશ્રદ્ધાથી દાન કરીશ નહિ.

૧૭ પુષ્કળ દાન કરજે.

૧૮ દયાથી દાન કરજે.

૧૯ લજ્જાથી દાન કરજે.

૨૦ ભયથી દાન કરજે.

૨૧ આ અમારી આજ્ઞા છે.

૨૨ આ અમારો ઉપદેશ છે.



---

**પ્રાચીન કાળમાં ગુરુદેવ આ પ્રમાણે આદેશ આપતા.**

**ન ભૂલશો** કે વધારેમાં વધારે વેદના કરનારી ધૂંસરી જો કોઈ હોય તો એ પરદેશીઓની ધૂંસરી છે. **—મેકોલે**

*

દેશના સાચા તારણહારો તો કઠણ અને સાદું જીવન ગાળે, એશઆરામ પર પાણી મૂકે, દોલતમંદ થવાના એકેકે એક માર્ગમાંથી પાછો વળે, પ્રતિષ્ઠા અને નેતૃત્વની બધી તૃષ્ણાઓને તિલાંજલી આપે, લૂખો સૂકો રોટલો ખાય, ભોંય પથારી કરે, જાડામાં જાડી ખાદીનાં ઓછામાં ઓછાં વસ્ત્રોથી ચલાવી લે, પોતાનાં કામમાં અવિચળ શ્રદ્ધા રાખે અને ભવિષ્યની આશા ઉપર જીવે. **—લાલા લજપતરાય**

*

જે પ્રજાની જિંદગીનો ફેંસલો લખનારને સ્થાને પરદેશી બેસતો હોય, જે પ્રજાના દરવાજે પરદેશીના ચોકીપહેરા હોય એ પ્રજાને હજારો ધિક્કાર ! **—ડી વેલેરા**

*

જે પોતાની કેળવણીનો ઉપયોગ દેશસેવાને અર્થે કરે છે તે સાચો કેળવાયેલો. બીજા બધા તો પોથાંનો ભાર ઉપાડનાર ગધેડાં જ. **—લો. તિલક**

*

મેં મારું પોતાનું સ્વરાજ મેળવી લીધું છે. અને તે સ્વરાજ એ છે કે સત્ય જાણવું, નીડર રીતે બોલવું, અને સત્યને જાહેર કરવા ખાતર મરણનો પણ ડર ન રાખવો. **—લાલા લજપતરાય**

*

બહાદૂર બાળ ! હિંમત ધર અને ગર્વથી બોલ કે હું ભારતવાસી છું, પ્રત્યેક ભારતવાસી મારો ભાઈ છે. **—સ્વામી વિવેકાનંદ**

*

આગ્રહ ઉદ્યમ ઉત્સાહ છે—ત્યાં શું છે અજીત અવનિમાં ?

*

સારી સ્થિતિ પ્રાપ્ત કરવા ચાલુ સ્થિતિનો સદુપયોગ કરો.

*

જ્યાં જ્યાં કાંટો દેખાતો હોય ત્યાં ત્યાં ફૂલ ઊગી શકે તો તે વાવો.

*

પારકાની ભૂલોને પહાડ ઉપર ચઢીને જુવો,
પોતાની ભૂલોને સૂક્ષ્મદર્શક યંત્રથી જુવો.

*

અનિયમિતતા એ એક જબરો અવગુણ છે. સમૂહમાં અનિયમિતતા એ અનેક માણસના સમયની ચોરી છે એટલે એ મહા પાપ છે.

*

સદાચરણ વિના સર્વ વ્યર્થ

*

બોલેલ બોલ, મારેલ તીર,
ગયેલ જિંદગી ને ગુમાવેલ તક
પાછાં મળતાં નથી.

*

આડા ગયા પછી સીધા થવું મુશ્કેલ.

*

મધરસ્તે અંધારું થાશે, તેથી શું તું અટકી જાશે ?

*

ભાવ્યદેવી પુરુષસિંહોને જ કચડી જુવે છે.

*

મારામાં અગાધ સામર્થ્ય રહેલું છે.

*

સૌના અવગુણુ ભૂલજે પણુ ગુણુ ન ભૂલજે.

*

જાઓ ભલે જીવનઆશ સર્વે
ઉત્પાત થાઓ ઉપહાસ થાઓ
થાઓ તિરસ્કાર વિનાશ થાઓ
ન એક થાજો પ્રભુપ્રીતિનાશ.

*

સત્ય એ સઘળા ગુણોનો પાયો છે.

*

વચનશુદ્ધિ વડે વચનસિદ્ધિ.

*

જે પંડે બળવાન છતાં દૂબળાનું સાંખે તે પરમ ક્ષમાવાન.

*

જેણે સૌથી વધારે ભલું કર્યું
તે સૌથી વધારે જીવ્યો.

*

તમને પૂછે તેને નમ્રતાથી જવાબ આપજો.
તમને ગાળો દે તેને મીઠાં વચન કહેજો.
તમને રંજાડે તેનું ઈશ્વર ભલું કરે એમ કહેજો.

કારણુ કે પ્રભુનાં કામને માટે જેને નિંદા ખમવી પડે છે તેની પ્રભુના દરબારમાં વધારે કિંમત છે.

*

મનુષ્યને શું ગમશે તેનો વિચાર કરવા કરતાં
ઈશ્વરને શું ગમશે તેનો વિચાર પ્રથમ કરો.

*

હું માતૃભૂમિને માટે–તેના દુઃખનિવારણને માટે સર્વ પ્રકારનાં કષ્ટ સહન કરવાને તૈયાર છું. તે કષ્ટ ચાહે ત્યાંથી આવે અને ચાહે તેટલાં આવે તેની મને ચિંતા નથી. યજુર્વેદ

જે મનુષ્યો ખંતીલાં છે તેમને માટે દેવો ઝડપથી કામ કરે છે.

—અસો જરથુષ્ટ્ર

*

ને રામ! કોઇ પણ પ્રકારે કોઈને પણ કંઈ પણ સુખ આપવું તે ઈશ્વરની પરમ પૂજા છે.

—મહર્ષિ વસિષ્ઠ

*

હું મરવાને જાઉં છું તમે જીવવાને જાઓ છો. પણ આપણા બન્નેમાંથી કોને વધારે નસીબદાર ગણવો તે પ્રભુ વિના કોઈ જાણતું નથી.

—સોક્રેટિસ

*

દુઃખોના ઓઘ વચ્ચે નિષ્પાપ રહેવું

એ મહાન સર્વોત્તમ સુખ છે.

*

પોતાનાં કરવાં હોય—

—તેમની જ કસોટી કરે છે પ્રભુ.

*

જે સેવાની પાછળ તાળીના અવાજ નથી પણ પ્રભુના આશીર્વાદ છે તે સેવા; ને શાંત પ્રભુપ્રીત્યર્થ સેવા; પરમાત્મા એવી સેવા સાધવાની આપણને શક્તિ આપો.

*

તમારું હૃદય શુદ્ધ પવિત્ર છે, તો તમે અશુદ્ધ અપવિત્ર તરફ ક્રુદ્ધ નહિ પણ આર્દ્ર બનજો. દયા—પ્રેમના અમીઝરેથી એવાઓનાં હૃદયને પાવન કરજો.

*

# નિર્મળ કર્તવ્યબુદ્ધિ

જીવનનું પ્રત્યેક કાર્ય કેવળ કર્તવ્યબુદ્ધિથી પ્રેરાઇને કરો. એ વેપાર–રોજગારનું હો, સેવાકાર્યનું હો કે કોઇ પણ જાતનો વ્યવસાય હો.

—મનને ગમી જાય એ માટે
—કોઈક ઉત્તેજે તેથી
—કોઇ વખાણશે એ ભાવે
ઠપકાથી બચી જવા માટે—
કંઈક લાભ થશે એ લોભે—
કોઈક સ્પર્ધાના કારણે—

આવી ભાવનાઓથી પ્રેરાઈને કંઇ પણ કરીએ એથી ઊંચી કાર્યસિદ્ધિ થતી નથી.

બીજું બધું ભૂલી જઇને, પવિત્ર–શુદ્ધ–કર્તવ્ય–ભાવના વડે કાર્ય તરફ ગતિ કરવાની ટેવ જેને પડી એણે મહા સિદ્ધિ મેળવી ગણાય. એવાને કાર્યમાં અદૃશ્યથી અપાર બળ આપે. એવો જે હોય તે ઈશ્વર તરફનો માર્ગ સરળ કરી જીવનનું ધ્યેય સત્વર સાધે.



# સત્ત્વશુદ્ધિ

નિર્મળ પારદર્શક હૃદય બનાવો અને સૌના વિશ્વાસપાત્ર બનો. તમારાં વાણી, વર્તન અને વિચાર વડે, તમારી પ્રતિષ્ઠા એવી બનાવો કે જગત તમારા જીવનના આ ત્રિવિધ ઐક્ય ઉપર વિશ્વાસની દૃષ્ટિથી જોઈ શકે.

જગતમાં આજે આવાઓની ભારે ખોટ છે; માટે જ આવાઓ માટે જગત ઝંખે છે.

સેવાકાર્ય, વ્યાપાર, ધંધોરોજગાર, ઇત્યાદિમાં એની ભારે ખોટ જણાય છે.

શેઠ-વાણોતર, પિતાપુત્ર, પતિપત્ની, મિત્ર, અને જગતમાંનાં સર્વ, અરસપરસ પૂર્ણ વિશ્વાસથી જોઈ શકે એવી સ્થિતિ થાય તો જગતનાં કેટલાં દુ:ખો દૂર થાય!

ધર્મરાજ યુધિષ્ઠિરની એવી પ્રતિષ્ઠા હતી. એ પ્રતિષ્ઠાનો એક વખતે જ માત્ર દુરુપયોગ થયો. એમના ઊજળા જીવન પરનું એ કલંક આજેય સૌએ સંભારી રાખ્યું છે. એથી જગતને એવી પ્રતિષ્ઠાની કેટલી કિંમત છે એ સમજાય છે. યુધિષ્ઠિર જેવી પ્રતિષ્ઠા મેળવો અને એમણે વહોરેલું એટલું યે કલંક ન આવે એવું નિશ્ચયબદ્ધ ધ્યેય રાખો. પ્રભુ સહાય કરશે. જન્મજન્માંતરે પણ એ સિદ્ધિ મળે તો યે જીવન ધન્ય બને. એ તરફનો પ્રવાસ તો આજે જ શરૂ કરો.



# નિર્મળતા

સર્વત્ર સાચું જ કહેવાનું બળ કેળવી સાચા વીર બનો. પ્રથમ પોતા તરફ સાચા બનો એટલે એ સુસાધ્ય બનશે.

ભયથી, કંઈ લાભના લોભથી, કે દોષ છુપાવવાની વૃત્તિથી, ખોટું બોલવાના પ્રસંગ આવે છે.

—જે પોતા તરફ સાચો હોય એને કોનો ભય ?

—જેને પોતાનું એ સત્ત્વ જાળવી ખોટો લાભ મેળવવો ન હોય એને શેનો લોભ ?

જે દોષ કરવા જ માગતો ન હોય તેને છુપાવવાનું શું હોય ?

આવા જે હોય તે ક્યારેક કંઈ ભૂલ કરે તો તેના નિવારણ અર્થે પોતાને ખુલ્લો પાડી દેવા જેટલો વીર બની એમાંથી મુક્તિ મેળવે. દોષનો મેલ ધોઈ સાફ બની જાય. એમનાં આત્મા, હૃદય અને મુખ, એવાં ને એવાં ઊજળાં દૂધ જેવાં રહે.



## વાણીસંયમ

જે કહો એમાં ચોક્કસતા જાળવવાનો ગુણ કેળવો. જરીયે અતિશયોક્તિ થવા ન દો. કંઈક ઓછું કહો પણ વધુ તો ન જ કહો.

અતિશયોક્તિની ટેવ પડવા માંડી એટલે એ અણધાર્યો ઝપાટો કરે છે. એ ટેવને અને જૂઠાણાને પછી ઝાઝું છેટું રહેતું નથી.

આવી ટેવથી આપણે જનતામાં ભૂંડા થઈ પડીએ છીએ. આજે બોલવામાં એક ગાઉ આમ ગયા તો કાલે તેમ ગયા. આપણું જ બોલેલું બીજે પ્રસંગે બીજી વિરોધી દિશામાં વાળી બેસીએ; અને એનું આપણને ધ્યાન ન રહે. ઘડાઈ ગયેલા સ્વભાવને લીધે આમ બની જાય છે.

આપણા વચનની, પછી કોડીની યે કિંમત રહેતી નથી.

કંઈ હેતુ વગર, કેવળ ટેવને લીધે, પછી તો કાબૂ ખોઈ બેસી વધુ પડતું બોલાઈ જાય છે. આગળ વધ્યા પછી એમાંથી મુક્ત થવું બહુ દુસાધ્ય બને છે. માટે પ્રથમથી જ સાવધાન !



# આત્મસંશુદ્ધિ

પોતાની ભૂલનો જરી યે ઢાંકપિછોડો કર્યા વગર, જ્યારે એ જણાય કે તરત ખુલ્લા દિલથી સ્વીકારવાની વીરતા કેળવો.

બીજાની દૃષ્ટિએ હીણા દેખાવાના ભયે ભૂલ છુપાવવાનાં વલખાં મારનાર પોતાની અંતરની હીણપને ધીમે ધીમે એટલી વધારી મૂકે છે કે એ હીણપ માણસાઈને હણી નાખી પશુથી યે હલકા કરી મૂકે છે.

જગતનિંદા કરતાં આત્મનિંદા બહુ વસમી છે. જે પોતાનો દોષ હૃદયમાં દબાવી મૂકનારો હોય તે 'હું આ આવો હલકો છું, જુઠ્ઠો છું' એમ જાણે છે જ. એ આત્મનિંદા એને નીચે પાડે છે. એમ નીચે પડતાં છેક ક્યાં ઊતરાશે એ કહેવાય નહિ. દોષને સ્વીકારી જગતની ઘડીભરની ઘૃણાને વહોરનાર હૃદયે હળવો–ફૂલ બની પોતાના પ્રભુ તરફ ઊજળે મોઢે જોઈ શકે છે.

જગત આવા વીરને છેવટ ઓળખી વંદે છે.



# શુદ્ધ હેતુ

પ્રમાણિક અને શુદ્ધ હેતુના મંડાણ પર પ્રત્યેક કાર્યનું ચણતર શરૂ કરો. જગતના બધા રાહ, બધી નીતિઓમાં, જ્યાં જ્યાં અયોગ્ય પ્રપંચ અને અશુદ્ધ હેતુ હોય ત્યાં ત્યાં, કંઈક વમળ ઊભા થાય અને પછી એમાં રાચતો પ્રવાસી, ફાવી જવાના ભ્રમમાં પડી, ફુલાતો રહી, છેવટ ગોથું ખાઈને ડૂબી મરે, એ એનું ચોક્કસ પરિણામ છે.

પ્રમાણિક અને શુદ્ધ હેતુથી અંતરતરને સાક્ષી રાખી કાર્ય કર્યે જનાર કાલાઘેલાને અંતરીક્ષ દેવતા સહાય કરી, એના કાંટાળા અને વિકટ દેખાતા માર્ગને સરલ કરી દે છે. એવા પ્રવાસીના માર્ગમાં આવતા વમળો—તોફાનો—તો બળપૂરક તત્ત્વો બને છે. કસોટી પૂરતા રહી એ કાં તો માત્ર દૂરથી દેખાય છે; અથવા જો સમીપ આવે તો એ સર્વ તોફાનો આવા નિષ્ઠાવાન પુરુષાર્થીને સ્પર્શી શકતાં નથી. સાચા અને દૃઢનું હૃદયબળ આવા દેખાવે ઢીલું પડતું નથી. પ્રભુ-પ્રસાદ એને આવી મળે છે. એથી એનું હૃદયબળ અનેકગણું વધે છે, અને બુદ્ધિને સ્થિરતા અને તેજ આવે છે.

આવાઓની દેખાતી નિષ્ફળતા પણ સફળતા હોય છે. એમની નિષ્ફળતા કે સફળતાની બન્ને સ્થિતિમાં જગત ઉપર તો આશીર્વાદ જ ઊતરે છે.



# કર્તવ્યનું સ્થાન

સદા ય તમારા કર્તવ્યનું સ્થાન સંભાળો અને એને શોભાવીને શોભો.

એ બજાવતાં મૃત્યુને ભેટવું પડે તો એના જેવું ધન્ય મૃત્યુ બીજું એકે ય નથી.

નમ્રમાં નમ્ર સ્થિતિમાં મુકાયા હો, હલકામાં હલકી કોટીનું કાર્ય કરવાનું તમારે ફાળે આવ્યું હોય, એને સરસમાં સરસ રીતે બજાવી છૂટો.

પોતાના કાર્યમાંથી છટકવા માટે ફાંફાં મારનાર, વેઠ ઉતારનાર, કોઈ ને કોઈ બહાને પોતાને એમાંથી ઉગારી લીધાનો રોફ મારનાર તો જગતમાં બહુ દેખાય છે. એવા બિચારા કીડાઓ તો ઉત્પન્ન થઈ ને એમ જ નાશ પામે છે. એવા વેંતિયાઓ વેંતિયા જ રહેવા સર્જાયા હોય છે.

કર્તવ્યને ખાતર કર્તવ્ય પૂર્ણપણે બજાવી જે પોતાને સંતોષે છે તે પ્રભુને સંતોષે છે. એવો પુરુષાર્થી અણધારી રીતે જગતમાં અજબ જેવા વેગે પ્રગતિ કરી મહત્તા પ્રાપ્ત કરે છે. એનાં વેગ અને મહત્તા જોઈ પેલા વેંતિયાઓ મોઢાં વકાસી વિમાસી રહે છે.



## જીવન એટલે પ્રગતિ

રોજ રોજ નિશ્ચય કરતા રહેજો કે નિર્માલ્ય જીવન નથી જીવવું. સદા ય ઊંચે ચઢવું છે.

જીવનને ચોપાસથી નિર્મળ અને ઊજળું બનાવતા જઈ પ્રભુના જગતને ઉપયોગી થાય એવું જીવન જીવવા સારુ સદા ય આગળ ડગલાં ભરવાં છે.

ઈશ્વર એવાં ડગલાં ભરનારનું બળ અજબ રીતે વધારતા જાય છે.



# તન્મયતા

જે કરો તેમાં શરીર, મન, હૃદય, બુદ્ધિ, આત્મા, એ સર્વ તત્ત્વોને તન્મય કરી બધું બરાબર કરવાની ટેવને ખૂબ કાળજી પૂર્વક કેળવો.

બધું જ ચોક્કસ, બરાબર, સરસ, સુંદર, સંપૂર્ણ—એ મંત્ર તમારા અંતરમાં ગુંજી ઊઠો.

જીવનના વિજયદ્વાર ઉઘાડવાની આના જેવી બીજી એકે ય ચાવી નથી.

જે બધું બરાબર કરે છે એને પોતાને પોતાના એ કાર્યની પૂર્ણતાથી શેર લોહી ચઢે છે.

બીજી કશી જ બાબતનો વિચાર ન કરતાં, સાંપડેલું કામ કામને ખાતર, તમારે ખાતર, અને તમારા પ્રભુને ખાતર કરો.

બીજી ત્રીજી બાબતોનો વિચાર કરી. પોતાના કાર્યમાં શિથિલ રહેનારની શિથિલતા એમને પોતાને ગળી જાય છે. જે વેઠ ઉતારે છે, કામને તરછોડે છે, તે અભાગી સર્વત્ર તરછોડાય છે.

શરીરનો સંચો પ્રસન્ન ચિત્તે કરેલાં કામથી ઘસાતો નથી, પણ કસાય છે, તેજસ્વી બને છે.



## ધૂન મચાવો

નિઃશબ્દ તુજને રોકતું છે દ્વાર બંધ ઊભું અહીં
ફરી ફરી ખખડાવ તું, છો એ કદી ઊઘડે નહીં. *

ફરી ફરીને અટલ શ્રદ્ધાથી એમ ખખડાવ્યા જ કરનારનું દ્વાર ઊઘડ્યા વગર રહેતું જ નથી.

માટે જે કામ કરો તેમાં ધૂન લગાવી કર્યે જ રાખો.

કાર્યમાં ગમે તેવી રસબસતા હોય પણ જો એની પાછળ મંડ્યા જ રહેવાની વૃત્તિ ન જાગે ને એ રસબસતાનો રંગ ચડીને ઊતરી જાય, તો સફળતા દૂર જ રહી જાય.

સમુદ્રતરંગની માફક ઉછાળો આવ્યો અને કર્યું, પાછી મંદતા આવી અને પડ્યું રહ્યું. એવા કામની પાછળ સબળ શક્તિ અને અસાધારણ તન્મયતા હોય તો ય સાતત્યના અભાવે ધાર્યું પરિણામ લાવી શકાતું નથી.

ધૂન લગાવીને મંડ્યે જ રહેનારની શક્તિ મંદ હોય તો યે એની તન્મયતા અને સાતત્ય એ બંને સાથે હોય એટલે એ ધારેલે મુકામે પહોંચ્યે જ રહે છે.



---

* કવિવર રવીન્દ્રનાથ

## આજે જ – અત્યારે જ

આવતી કાલનું કામ બને તો જરૂર આજ કરો, પણ આજનું કામ કાલ ઉપર તો ન જ રાખો.

જે સદા તૈયાર જ છે એને કોઈ પહોંચી શકતું નથી.

આજને આવતી કાલ ઉપર ફેંકનારની આવતી કાલ રિસાઈ જાય છે. આવી ટેવ જેમને પડી હોય તેવાઓનાં જીવનની કથની કરુણ સંતાપ અને નિષ્ફળતાની હોય છે.

અણગમતું, અઘરું લાગતું, કે ગૂંચ અને અગવડતાઓ ઊભી કરનારું કામ સામે આવીને ઊભે ત્યારે એને ધકેલવા આપણે લલચાઈએ છીએ. જે આજે છે તે કાલે મટી જવાનું નથી પણ કદાચ વધુ બગડવાનું છે, વધુ ગૂંચવાળું બનવાનું છે. માટે જે કરવું જ છે તે આજે જ કાં ન કરવું ? આમ વિચારી જે પોતાના પ્રમાદ ઉપર કાબૂ મેળવી કાર્યમાં ચિત્તને સંપૂર્ણ પરોવી કરવા માંડે છે તેની સામેનું પછી બધું જ સરલ થવા માંડે છે. વિજય મળતો જાય તેમ તેમ બળ વધતું જાય અને પછી એમને અણધારેલી સફળતા મળે છે.



# સજાગ નિયમિતતા

જીવનના નાના મોટા વ્યવહારમાં સજાગ નિયમિતતાને કેળવો.

જેમ બધાં મીઠાં ફળ અપક્વ સ્થિતિમાં તૂરાં અને કડવાં જ હોય છે તેમ અપક્વ સ્થિતિમાં એનું પાલન આકરું, અકારું, અને મૂંઝવતું લાગશે. એથી ગભરાયા વગર એને સાચવશો તો ભારે મીઠાં ફળ આપનારી, જીવનને ખૂબ જ ઊંચે લઈ જનારી ટેવ બની જશે. પછી એની કર્કશતા અને શુષ્કતા ઊડી જશે, અને સરલતા અને મધુરતાનો સ્વાદ આવશે.

સમયનો સ્વચ્છંદ, પ્રત્યેક સ્વચ્છંદની માફક મીઠો લાગશે પણ એ મીઠાશ કંઈક રોગ ઊભા કરશે અને કડવી દવાઓનો આશ્રય લેવાનો વખત લાવી મૂકશે.

નિયમિતતાની ટેવ પાડવા માટે નાના પ્રસંગોને વધુ ચીવટથી સંભાળવાનું ચૂક્યા તો ગયા. ટેવ પાડવી હોય તો આવા અપવાદ ન ચાલે.

નીરસતા ઉડાડવા સારુ વિવિધતા લાવવાની જરૂર પણ ખરી. એ માટે પ્રાસંગિક ફેરફારો લાવો, પણ એ ફેરફારો અગાઉથી નક્કી કરી એને નિયમિતતાનું સ્વરૂપ આપ્યા પછી જ અમલમાં મૂકો.

સમૂહમાં અનિયમિતતા એ અનેકના સમયની ચોરી છે એટલે એ સમાજ તરફનો માફ ન કરી શકાય એવો અપરાધ છે એ કદી ન ભૂલો.



# માનસિક આરોગ્ય

શારીરિક આરોગ્ય-પ્રાપ્તિમાં માનસિક આરોગ્ય ભારે અગત્યનો ભાગ ભજવે છે. નિર્મળ-ઉદાત્ત-પવિત્ર-આનંદમય મન આરોગ્ય-પ્રાપ્તિનું રામબાણ ઔષધ છે. સર્વ સ્થિતિ વચ્ચે ચાલુ સ્થિતિનો સદુપયોગ કરવાની ટેવ, તે સ્થિતિમાં રહેલી કટુતાને સદંતર બાદ કરી નાખે છે. આવી પડેલ અણગમતી દુઃખકારક સ્થિતિ અનિવાર્ય છે. તેને રડી રોઈને વધુ દુઃખકારક શા માટે બનાવવી? દરેક કાળી વાદળીને રૂપેરી કિનાર હોય છે તે શોધી લઈ તેને આનંદથી શા માટે ન નીરખવી? એ દુઃખ-દુશ્મનને આપણા ઉપર શા માટે વિજય મેળવવા દેવો? અનંત આનંદમય આત્મતત્ત્વ, જે આપણામાં અખંડિત પ્રકાશી રહેલ છે તેને શા માટે બહાર ન લાવવું? મુખ ઉપર ઘડીભરને માટે યે શા માટે કડવાશ લાવવી? ઘડીભરને માટે યે શા માટે ઉદાસીન રડતી સૂરત બની જવું? જો જાણીએ કે એમ થવાથી તો લાભને બદલે નુકસાન જ થશે તો હાથે કરીને નુકસાન જ શા માટે વહોરવું?

પ્રતિક્ષણે અંતરાત્મામાં 'હું આનંદમય-હું આનંદસ્વરૂપ છું, આનંદપ્રકાશની આસપાસ દુઃખનાં કાજળ નહિ ચડવા દઉં.' આમ વિચારતાં શીખીએ તો જીવનયાત્રા બહુ સરળ બની જાય.



# કીર્તિ

કીર્તિદેવીને, એમને ખાતર મૃત્યુને ભેટવા જતા પોતાના ભક્ત ઉપર ન્યોચ્છાવર થવાની એટલી તમન્ના હોય છે કે એની મૃત્યુશય્યા તૈયાર કરવામાં અને એને સ્મશાને પહોંચતા કરવાનો સરંજામ સજવામાં એ ભારે કુશળતા દાખવે છે.

પોતાના જીવંત ભક્તો ઉપર એને બહુ ઓછું વહાલ હોય છે. ઘણી વાર એવાઓ સાથે પોતે રૂસણું લઈ બેસે છે.

કારણ કે કીર્તિદેવીને જીવનની સાચી કિંમત છે.

જીવન શું છે? ભોગ કે ત્યાગ?

એમાં શું સાધવું છે? પ્રેય કે શ્રેય?

વ્યર્થ જીવન જીવીને જીવવા માટે વલખાં મારનારા ભૂંડે હાલે પોતે મરે તો છે જ. સાચું મરણ નોતરીને જે અમર જીવન જીવે છે, તે જ જીવે છે, એવાને કીર્તિની ગે ભૂખ હોતી નથી. એટલે તો કીર્તિદેવી એમની ઉપર ગાંડી ગાંડી બની જાય છે.

એવા મરજીવા સાચે જ સુખી હોય છે. બીજાઓ તો દુઃખના દરિયામાં ડૂબેલા જ હોય છે. આપણા એ ભક્ત પ્રીતમે સાચું કહ્યું છે જે:–

પ્રેમપંથ પાવકની જ્વાળા, ભાળી પાછા ભાગે જો ને;<br>
માંહી પડ્યા તે મહાસુખ માણે, દેખનારા દાઝે જો ને.



# શ્રી શારદા મંદિરને અંજલિ

ભારતની ભવ્ય વિભૂતિ
આપે આશિષ જગભરતી
નીતિભક્તિ ઉરમાં સરતી
જીવન – અમૃત નીતરતી

જ્યોતિર્મય મંગલ મૂર્તિ
યશ ધવલ સુધારસ ઝરતી
પ્રસરો મંદિરની કીર્તિ
આશિષ ઊતરો વિભુવરની

અણુવિકસ્યાં અંતર વિકસતાં
પમરો જગમાં સુરભિ ભરતાં
બલિદાન તણા શુભ ભાવ ભર્યાં
વિકસો હૈયાં અમ મંદિરમાં

આશાનાં ઉજ્જવલ સ્વપ્નાં
બલિનાં બલ ઉરમાં ભરતાં
એવાં રમણાં અંતરનાં
પૂરાં કરજો વિભુવરજી!



## १. सङ्कल्पः

१. अध्वर्यु—

हरिः ॐ

अपवित्रः पवित्रो वा सर्वावस्थां गतोऽपि वा।
यः स्मरेत् पुंडरीकाक्षं सबाह्याभ्यंतरश्शुचिः ॥

२. सर्वे—

ॐ सूर्यश्च मा मन्युश्च मन्युपतयश्च मन्युकृतेभ्यः। पापेभ्यो रक्षन्ताम्। यद्रात्र्या पापमकार्षम्। मनसा वाचा हस्ताभ्याम्। पद्भ्यामुदरेण शिश्ना। रात्रिस्तदवलुंपतु। यत्किं च दुरितं मयि इदमहं माम मृतयोनौ। सूर्ये ज्योतिषि जुहोमि स्वाहा ॥

३. अ०—

ॐ आगमार्थं तु देवानां गमनार्थं तु रक्षसाम्।
कुर्वे घंटारवं तत्र देवताऽह्वानलांछनम् ॥

अपसर्पंतु ते भूता ये भूता भूमिसंस्थिताः।
ये भूता विघ्नकर्तारस्ते गच्छंतु शिवाज्ञया ॥

अपक्रामन्तु भूतानि पिशाचास्सर्वतो दिशम्।
सर्वेषामविरोधेन ब्रह्मकर्म समारभे ॥

## २. दिग्बन्धः

४. अ०—

ॐ भूर्भुवस्स्वः (इति दिग्बन्धः)

### ३. धूपः

५. अ०—

(१) ॐ येन देवाः पवित्रेण ।
आत्मानं पुनते सदा ।
तेन सहस्रधारेण ।
पावमान्यः पुनन्तु मा ॥

(२) प्राजापत्यं पवित्रम् । शतोद्यामं हिरण्मयम् ।
तेन ब्रह्मविदो वयम् । पूतं ब्रह्म पुनीमहे ॥

(३) इन्द्रः सुनीती सह मा पुनातु ।
सोमः स्वस्त्या वरुणस्समीच्या ।
यमो राजा प्रमृणाभिः पुनातु मा ।
जातवेदा मोर्जयन्त्या पुनातु ॥

६. स०—

ॐ भूः । ॐ भुवः । ॐ स्वः ।
ॐ महः । ॐ जनः । ॐ तपः । ॐ सत्यम् ॥

ॐ तत्सवितुर्वरेण्यं भर्गो देवस्य धीमहि । धियो यो नः प्रचोदयात् ॥

ॐ आपो ज्योती रसोमृतं ब्रह्म भूर्भुवस्स्वरोम् ॥

## देवेभ्य आह्वानम्

### ४. अग्निदेवताः

७. अ०—

ॐ भूर्भुवस्स्वः (इति अग्निप्रतिष्ठापनं)

(१) ॐ चत्वारि शृंगा त्रयो अस्य पादा
द्वे शीर्षे सप्त हस्तासो अस्य ।

त्रिधा बद्धो वृषभो रोरवीति
महो देवो मर्त्याँ आविवेश ॥
(२) एष हि देवः प्र दिशोऽनु सर्वाः
पूर्वो हि जातः स उ गर्भे अन्तः
स विजायमानः स जनिष्यमाणः
प्रत्यङ्मुखास्तिष्ठति सर्वतोमुखः ॥

९. स०—
ॐ अग्नये स्वाहा । अग्नय इदं न मम ॥
ॐ सूर्याय स्वाहा । सूर्यायेदं न मम ॥
ॐ प्रजापतये स्वाहा । प्रजापतय इदं न मम ।

१० ॐ अग्ने नय सुपथा राये अस्मान्
विश्वानि देव वयुनानि विद्वान् ।
युयोध्यस्मज्जुहुराणमेनो
भूयिष्ठां ते नम उक्तिं विधेम ॥

११. (१) मित्रस्य चर्षणीधृतः
श्रवो देवस्य सानसिम् ॥
सत्यं चित्रश्रवस्तमम् ॥
(२) मित्रो जनान् यातयति प्रजानन्
मित्रो दाधार पृथिवीमुतद्याम् ।
मित्रः कृष्टीरनिमिषाऽभिचष्टे
सत्याय हव्यं घृतवद्विधेम ॥
(३) प्र स मित्र मर्तो अस्तु प्रयस्वान्
यस्त आदित्य शिक्षति व्रतेन ।
न हन्यते न जीयते त्वोतो नैन
मंहो अश्नोत्यन्तितो न दूरात् ॥

१२. ॐ भूः इति शिरसि। ॐ भुवः इति ललाटे।
ॐ स्वः इति कण्ठे। ॐ महः इति नाभौ।
ॐ जनः इति हृदये। ॐ तपः इति वामस्कन्धे।
ॐ सत्यं इति दक्षिणस्कंन्धे। ॐ तत्सवितुर्वरेण्यं।
भर्गो देवस्य धीमहि। धियो यो नः प्रचोदयात्।
ॐ आपो ज्योती रसोऽमृतं ब्रह्म भूर्भुवस्स्वरोम्॥

१३. अ०—

५. आपो देवताः

ॐ दधिक्राव्णो अकारिषं जिष्णोरश्वस्य वाजिनः
सुरभि नो मुखा करत् प्र ण आयुꣳषि तारिषत्॥

१४. स०—

(१) ॐ आपो हि ष्ठा मयोभुवस्ता न ऊर्जे दधातन।
महेरणाय चक्षसे॥
(२) ॐ यो वः शिवतमो रसस्तस्य भाजयतेह नः।
उशतीरिव मातरः॥
(३) तस्मा अरंगमाम वो यस्य क्षयाय जिन्वथ।
आपो जनयथा च नः॥

१५. स०—

ॐ आपो वा इदं सर्वं विश्वा भूतान्यापः प्राणा वा आपः पशव आपोऽन्नमापोऽमृतमापस्सम्राडापो विराडापस्स्वराडापश्छन्दांस्यापो ज्योतींष्यापो यजूंष्यापस्सत्यमापः सर्वा देवता आपो भूर्भुवः स्वराप ॐ॥

१६. अ०—

(१) ॐ इमं मे वरुण श्रुधी हवमद्या च मृडय

त्वामवस्युराचके ॥

(२) तत्त्वा यामि ब्रह्मणा वन्दमान-
स्तदाशास्ते यजमानो हविर्भिः
अहेडमानो वरुणेह बोध्युरुश ँ
स मा न आयुः प्रमोषीः ॥

(३) यच्चिद्धि ते विशो यथा प्रदेव वरुण व्रतम् ।
मिनीमसि द्यविद्यवि ॥

(४) यत्किञ्चेदं वरुण दैव्ये जनेऽ--
भिद्रोहं मनुष्याश्चरामसि ।
अचित्ती यत्तव धर्मा युयोपिम
मानस्तस्मादेनसो देव रीरिषः ॥

(५) कितवासो यद्रिरिपुर्न दिवि
यद्वाऽधा सत्यमुत यन्न विद्म ।
सर्वा ता विष्य शिथिरेव देवा-
था ते स्याम वरुण प्रियासः ॥

१७. स०—

ॐ प्राणापानव्यानोदानसमाना मे शुध्यन्तां ज्योतिरहं विरजा विपाप्मा भूयासं स्वाहा ॥

ॐ पृथिव्यप्तेजोवाय्वाकाशा मे शुध्यन्तां ज्योतिरहं विरजा विपाप्मा भूयासं स्वाहा ॥

ॐ शब्दस्पर्शरूपरसगन्धा, मे शुध्यन्तां ज्योतिरहं विरजा विपाप्मा भूयासं स्वाहा ॥

ॐ मनोवाक्कायकर्माणि मे शुध्यन्तां ज्योतिरहं विरजा विपाप्मा भूयासं स्वाहा ॥

ॐ अन्नमय-प्राणमय-मनोमय-विज्ञानमय-आनन्दमया मे शुध्यन्तां ज्योतिरहं विरजा विपाप्मा भूयासं स्वाहा ॥

ॐ आत्मा मे शुध्यन्तां ज्योतिरहं विरजा विपाप्मा भूयासं स्वाहा ॥

ॐ अन्तरात्मा मे शुध्यन्तां ज्योतिरहं विरजा विपाप्मा भूबासं स्वाहा ॥

ॐ परमात्मा मे शुध्यन्तां ज्योतिरहं विरजा विपाप्मा भूयासं स्वाहा ॥

ॐ भूः । ॐ भुवः । ॐ स्वः । ॐ महः । ॐ जनः । ॐ तपः । ॐ सत्यम् । ॐ तत् सवितुर्वरेण्यं भर्गो देवस्य धीमहि । धियो यो नः प्रचोदयात् । ॐ आपो ज्योति रसोऽमृतं ब्रह्म भूर्भुवस्स्वरोम् ।

### ६. तेजोदेवताः

१८. अ०—

(१) ॐ आसत्येन रजसा वर्तमानो
निवेशयन्नमृतं मर्त्यञ्च ।
हिरण्ययेन सविता रथेना-
ऽऽदेवो याति भुवना विपश्यन् ॥

(२) उद्वयं तमसस्परि पश्यन्तो ज्योतिरुत्तरम्
देवं देवत्रा सूर्यमगन्म ज्योतिरुत्तमम् ॥

(३) उदु त्यं जातवेदसं देवं वहन्ति केतवः ।
दृशे विश्वाय सूर्यम् ॥

(४) चित्रं देवानामुदगादनीकं
चक्षुर्मित्रस्य वरुणस्याग्नेः ।
आप्रा द्यावा पृथिवी अन्तरिक्षँ
सूर्य आत्मा जगतस्तस्थुषश्च ॥

१९. स०—

ॐ आर्द्रं ज्वलति ज्योतिरहमस्मि । ज्योतिर्ज्वलति ब्रह्माहमस्मि । योऽहमस्मि ब्रह्माहमस्मि । अहमस्मि ब्रह्माहमस्मि । अहमेवाहं मां जुहोमि स्वाहा ॥

ॐ भूः । ॐ भुवः । ॐ स्वः । ॐ महः । ॐ जनः । ॐ तपः । ॐ सत्यम् । ॐ तत् सवितुर्वरेण्यं भर्गो देवस्य धीमहि । धियो यो नः प्रचोदयात् । ॐ आपो ज्योति रसोऽमृतं ब्रह्म भूर्भुवस्स्वरोम्

७. ध्यानम्

(कर्पूरहारतिः)

२१. स०—

ॐ सहस्रशीर्षा पुरुषः सहस्राक्षः सहस्रपात् ।
स भूमिं विश्वतो वृत्वा । अत्यतिष्ठद्दशांगुलम् ॥
पुरुष एवेदं सर्वम् । यद्भूतं यच्च भव्यम् ।
उतामृतत्वस्येशानः । यदन्नेनातिरोहति ॥
एतावानस्य महिमा । अतो ज्यायांश्च पुरुषः ।
पादोऽस्य विश्वा भूतानि । त्रिपादस्यामृतं दिवि ॥
ॐ तद्विष्णोः परमं पदं सदा पश्यन्ति सूरयः ।
दिवीव चक्षुराततम् ॥
तद्विप्रासो विपन्यवो जागृवांसस्समिन्धते ।
विष्णोर्यत्परमं पदम् ॥

२२. ॐ नमस्ते अस्तु भगवन् विश्वेश्वराय महादेवाय त्र्यंबकाय त्रिपुरान्तकाय त्रिकाग्निकालाय कालाग्निरुद्राय नीलकण्ठाय मृत्युंजयाय सर्वेश्वराय सदाशिवाय श्रीमन्महादेवाय नमः ॥

## ध्यानम्

### ( पुष्पांजलिः )

२३. स—

ॐ सहस्रशीर्षं देवं विश्वाक्षं विश्वशम्भुवम्
विश्वं नारायणं देवमक्षरं परमं पदम् ॥ १ ॥
विश्वतः परमं नित्यं विश्वं नारायणं हरिम् ।
विश्वमेवेदं पुरुषस्तद्विश्वमुपजीवति ॥ २ ॥
पतिं विश्वस्यात्मेश्वरं शाश्वतं शिवमच्युतम् ।
नारायणं महाज्ञेयं विश्वात्मान परायणम् ॥ ३ ॥
नारायणः परं ब्रह्म तत्त्वं नारायणः परः ।
नारायणः परो ज्योतिरात्मा नारायणः परः ॥ ४ ॥
नारायणः परः ध्याता ध्यानं नारायणः परः ॥ ५ ॥
यच्च किञ्चिज्जग सर्वं दृश्यते श्रूयतेऽपि वा ।
अन्तर्बहिश्च तत्सर्वं व्याप्य नारायणः स्थितः ॥ ६ ॥
अनन्तमव्ययं कविं समुद्रेंतं विश्वशम्भुवम् ॥ ७ ॥
स ब्रह्मा स शिवस्सहरिस्सेन्द्रस्सोऽक्षरः परमस्स्वराट् ॥८॥

२४. ॐ तद्ब्रह्म । ॐ तद्वायुः ॐ तदात्मा ।
ॐ तत्सत्यम् । ॐ तत्सर्वम् । ॐ तत्पुरो ँमः ॥
अन्तश्चरति भूतेषू गुहायां विश्वमूर्त्तिषु । त्वं यज्ञ
स्त्वंवषट्कारस्त्वमिन्द्रस्त्वं रुद्रस्त्वं विष्णुस्त्वं ब्रह्मा
त्वं प्रजापतिः । त्वं तदाप आपो ज्योतीरसोमृतं
ब्रह्म भूर्भुवस्वरोम् ॥

२५. ॐ ऋत ँ सत्यं परं ब्रह्म पुरुषं कृष्णपिङ्गलम्
ऊर्ध्वरेतं विरूपाक्षं विश्वरूपाय वै नमः ॥

## ८ नैवेद्यम्

२६. स०—

ॐ भूर्भुवस्स्वः । ॐ तत्सवितुर्वरेण्यं भर्गो
देवस्य धीमहि । धियो यो नः प्रचोदयात् ॥
देव सवितः प्रसुव ॥ सत्य त्वर्तेन परिषिञ्चामि
ॐ प्राणाय स्वाहा । ॐ अपानाय स्वाहा ॥ ॐ
व्यानाय स्वाहा । ॐ उदानाय स्वाहा । ॐ
समानाय स्वाहा । ॐ ब्रह्मणे स्वाहा ।

२७. स०—

ॐ ब्रह्मणि म आत्माऽमृतत्वाय ॥

## ९. दिग्विमोकः

२८. अ०—

भूर्भुवस्स्वरोम् ( इति दिग्विमोकः )

## १०. आशीर्वादः

२९. अ०—

ॐ ऋध्यास्म हव्यैर्नमसोपसद्य
मित्रं देवं मित्रधेयं नो अस्तु ।
अनूराधान् हविषा वर्धयन्तः
शतं जीवेम शरदः सवीराः ॥

३०. स०—

ॐ तच्छं योरावृणीमहे । गातुं यज्ञाय ।
गातुं यज्ञपतये । दैवी स्वस्तिरस्तु नः ।

स्वस्तिर्मानुषेभ्यः । ऊर्ध्वं जिगातु भेषजं
शं नो अस्तु द्विपदे शं चतुष्पदे ॥
ॐ शान्तिः शान्तिः शान्तिः

१२. ॐ सर्वे वै सुखिनस्सन्तु
सर्वे सन्तु निरामयाः ।
सर्वे भद्राणि पश्यन्तु
न कश्चिद्दुःखभाग्भवेत् ॥
ॐ शान्तिः शान्तिः शान्तिः

स० —

ॐ तत्सद्ब्रह्मार्पणमस्तु

---

## राष्ट्रगीत--राग-काफी, दीपचंदी

वन्दे मातरम् ॥

सुजलां सुफलां मलयजशीतलां शस्यश्यामलां मातरम् ।
शुभ्रज्योत्स्नापुलकितयामिनीं फुल्लकुसुमितद्रुमदलशोभिनीम् ।
सुहासिनीं सुमधुरभाषिणीं सुखदां वरदां मातरम्—वन्दे०

त्रिंशत्कोटि-कंठ-कलकल-निनाद-कराले ।
द्विर्त्रिंशत्कोटिभुजैर्धृत-खर-करवाले ।
के बोले मा तुमि अबले ?
बहुबलधारिणीं नमामि तारिणीं रिपुदलवारिणीं मातरम्—वन्दे०

तुमि विद्या, तुमि धर्म, तुमि हृदि, तुमि मर्म
त्वं हि प्राणा शरीरे ।
बाहुते तुमि मा शक्ति, हृदये तुमि मा भक्ति ।
तोमारई प्रतिमा गडी मन्दिरे मन्दिरे— वन्दे०

त्वं हि दुर्गा दशप्रहरणधारिणीं कमला कमलदलविहारिणीं ।
वाणी विद्यादायिनी नमामि त्वाम् ।
नमामि कमलां अमलां अतुलां सुजलां सुफलां मातरम्—वन्दे०
श्यामलां सरला सुस्मितां भूषितां धरणीं भरणीं मातरम्—
वन्दे मातरम् ।

